

હિંદુસ્તાનનો શાહનશાહ પાંચમો જ્યોર્જ.

# હિંદુસ્તાનનો પ્રાથમિક ઇતિહાસ


કર્તા

જે. નેલ્સન ફ્રેઝર, એમ. એ.

સેકન્ડરી ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપલ, મુંબઈ

ભાષાન્તર કર્તા

કેખુશરૂ અરદેશર બાલા, બી. એ.

પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપલ, અમદાવાદ


ચિત્રો તથા નકશા સાથે


મુંબઈ

કે. અને જે. કુપર

કેળવણીનાં પુસ્તકો પ્રસિદ્ધ કરનાર

# પ્રસ્તાવના.

હિંદુસ્તાનનો ઇતિહાસ ટુંકાણમાં લખવાનું કામ દરેક રીતે મુશ્કેલી-વાળું છે, કેમકે તે ઇતિહાસ ઘણે ભાગે અંધારામાં છે. આપણાં હાલનાં પુસ્તકો આ ખરી વાતને ઘણી છુપાવે છે. તે ખોટા મત ઊભા કરે છે એટલુંજ નહિ પણ શોધખોળ કરવાનો જુસ્સો જે 'ઇતિહાસનું' ખાસ સત્ત્વ મનાય છે તેને દબાવી દે છે. અમને ખાત્રી છે કે આ પુસ્તકના પાનામાં અમે અમારૂં અજ્ઞાન ખુલ્લી રીતે કબુલતા ગયા છીએ.

બાળકોને ઉપયોગમાં આવે એવો હિંદુસ્તાનનો ઇતિહાસ લખવાના કામમાં ખાસ મુશ્કેલીઓ હોય છે, કેમકે બાળકની શકિત બહારના તેમજ ખરેખર સહેલા રૂપમાં રજુ ન કરાય એવા સવાલોથી હિંદુસ્તાનના ઇતિહાસની શરૂઆત થાય છે.

આખો ઇતિહાસ વર્ણવવાને કોઈ મુકરર યોજનાની જરૂર છે. પરંતુ કોઈ સર્વમાન્ય યોજના જડી આવે તે પહેલાં આ સવાલને અંગે કદી થયો હોય તેના કરતાં વધારે વાદવિવાદ થવાની જરૂર છે. છોકરાઓને ઇતિહાસનું શિક્ષણ મળે તે પહેલાં તેઓ જીવનચરિત્રના રૂપની કેટલીક હકીકત આ પુસ્તકમાં શીખે એવી ધારણા રાખવામાં આવી છે.

તેઓ હિંદુસ્તાનના ખાસ કરીને પોતાના રહેવાના ભાગમાં થઈ ગએલા મહા પુરુષો વિષે કંઈક શીખશે. પછી જેમ જીવનચરિત્રદ્વારા અમુક વ્યકિતઓની હકીકત શીખેછે તેમ યોગ્ય સમયે લોક સમસ્તની હકીકતવાળો ઇતિહાસ શીખવાનું તેઓ શરૂ કરશે.

આ માહીતી તેમની દેશી ભાષા મારફત તેમને મળવી જોઇએ, અને પ્રથમ શીખવાનો ઇતિહાસ બાળકોની દેશી ભાષામાં લખાવો જોઈએ એમ મારો મત છે. તે પછીનો પણ કદાચ તેમાં જ લખાવો જોઈએ.

પછીના ઇતિહાસમાં હાલના સમયને લગતી વિગતવાર હકીકત હોવી જોઈએ. ઉપરાંત શહેરીની ફરજોના પાઠ તેમાં આવવા જોઈએ. જુના સમયની હકીકતનું વીગતવાર વર્ણન કૉલેજના અભ્યાસ ખાતે રહેવા દેવું.

આ પુસ્તકમાં અતિશય હકીકત અપાઈ નથી, એમ ખાત્રી રહેછે. બાળકો હકીકત ગ્રહણ કરવાની જે શકિતઓ ધરાવે છે તેના કરતાં તે વધારે ગ્રહણ કરશે એમ વારંવાર અનુમાન કરીએ છીએ. વિદ્યાર્થીઓ જે હકીકતમાં પુરા નિપુણ ન થઈ શકે, તથા જીવે ત્યાં સુધી જે હકીકત યાદ રાખવા જેટલી આશા પણ ન રાખે, તેવી કંઈ પણ બાબત નિશાળમાં પ્રથમ શીખવાના ઇતિહાસમાં આવવી જોઈએ નહિ. તેમાં કોઈ પણ બીનજરૂરી બાબત આપવી નહિ. બધી નિશાળો મંજુર રાખે એવી પ્રમાણ રૂપ તારીખોની એક યાદી સ્વીકારી, તારીખોને લગતા સવાલનો ફડચો થવો જોઈએ. આનો નિર્ણય એ વિષયમાં પ્રવીણ મનાતા અધિકારવાળા માણસોએ કરવો જોઈએ. મારી યાદી તે પ્રકારની માની લેવાશે એમ ભાગ્યેજ ધારી શકું, પણ કંઈ નહિ તો આ સવાલની જરૂરિઆતનું ભાન તો તે યાદી કરાવશેજ એવી ધારણા છે.

ભાષાન્તરકર્તા :
**કે. અ. બાલા.**

(સહી) **જે. ન. ફ્રેઝર.**

# અનુક્રમણિકા.

## ચિત્રોની યાદી.

# નકશાઓની યાદી.

## પ્રકરણ પહેલું.

## હિંદુસ્તાન અને તેના લોકો.

## તેમનો ઇતિહાસ આપણે કેવી રીતે જાણી શકીએ ?

૧. જે દેશને અત્યારે આપણે હિંદુસ્તાન કહીએ છીએ, તે હિમાલય* પર્વતની દક્ષિણે આવેલો દ્વીપકલ્પ છે, પરંતુ યુરોપના લોકો આ દેશમાં આવ્યા ત્યારથીજ હિંદુસ્તાન શબ્દ ઉપલા અર્થમાં વપરાવા લાગ્યો છે. તે પહેલાં તે નામ ઇન્ડસ (સિંધુ) નદીની આસપાસના બધા પ્રદેશ માટે ઇરાનના લોકો વાપરતા; એ રીતે ઓળખાતા પ્રદેશનો કેટલોક ભાગ (પંજાબ) હાલ હિંદુસ્તાનની અંદર આવેલો છે, અને કેટલોક (અફગાનિસ્તાન) તેની બહાર આવેલો છે. ઇરાનના લોકોને લીધે ગ્રીસના લોકો તે શબ્દનો ઉપયોગ કરતા થયા, અને ગ્રીક લોકો પછી આવેલી બીજી યુરોપી પ્રજાઓએ તે શબ્દ જુદા જુદા અર્થમાં વાપર્યો. આખરે આપણે જેને હિંદુસ્તાન કહીએ છીએ તે અર્થમાં તે વપરાવા લાગ્યો.

૨. હિંદુસ્તાન એ એશિઆની દક્ષિણ તરફ આવેલા ત્રણ દ્વીપકલ્પમાંનો એક છે. પહેલો દ્વીપકલ્પ અરબસ્તાન છે. તેમાં રેતાળ રણ અને ઉજ્જડ ડુંગરો છે. વળી છુટાછવાયા કુવા અને તાડનાં ઝાડથી તે ભરપુર છે. બીજો હિંદુસ્તાન છે. ત્રીજો મલય દ્વીપકલ્પ છે. ત્રીજામાં પર્વતો તથા જંગલો બહુ છે. ત્યાં વરસાદ લગભગ આખું વર્ષ વરસે છે, અને પુષ્કળ નદીઓ દક્ષિણ તરફ દરીઆમાં પડે છે. આ ત્રણ દ્વીપકલ્પોમાં હિંદુસ્તાન સૌથી જરાક મોટો છે, પણ કદમાં ત્રણે લગભગ સરખા છે. હિંદુસ્તાન દ્વીપકલ્પનો ઇતિહાસ ઘણોજ અગત્યનો છે, અને તે દેશનોજ ઇતિહાસ આપણે લખવાના છીએ.

* 'હિમાલય'નો અર્થ બરફનું સ્થાન થાયછે.

પરંતુ આ ઇતિહાસની કોઈ કોઈ વેળાની હકીકત બીજા બે દ્વીપકલ્પની હકીકત સાથે સંબંધવાળી છે, તેથી તે બન્નેને આપણે ભૂલવા જોઇએ નહિ; વળી આ ઇતિહાસ પશ્ચિમે આવેલા ઇરાન તેમજ પૂર્વે આવેલા **ચીન** દેશના ઇતિહાસ સાથે પણ સંબંધ ધરાવે છે.

૩. **હિંદ** દ્વીપકલ્પના બે વિભાગ પડે છે. ઉત્તરે **સિંધુ** તથા ગંગા નદીઓનાં મેદાનોનો પ્રદેશ આવેલો છે. આ મેદાનો નીચાં * અને સપાટ છે. ત્યાંની જમીન બારીક ભુરી ધૂળવાળી છે, અને તેના જે ભાગમાં બહુ નદીઓ વહેછે તે ભાગ ઘણો ફળદ્રુપ છે. અને છે પણ એમ કે પૃથ્વી ઉપરની સૌથી મોટી નદીઓમાંની કેટલીક આ ભાગમાં થઇને વહે છે; જેવી કે **હિમાલય**ની પેલી તરફના પ્રદેશમાંથી નીકળનારી **સિંધુ** તથા તેને મળનારી નદીઓ; અને **હિમાલય**ની દક્ષિણેથી નીકળતી ગંગા નદી. **સિંધુ** અને તેને મળનારી નદીઓની માફક આ ગંગા નદીનો પ્રવાહ નિરંતર બરફના ઝરણમાંથી આવતા પાણીને લીધે કાયમ રહે છે. જે મોટાં મેદાનોમાં થઈને આ નદીઓ વહે છે ત્યાં ભાગ્યેજ કોઈ પર્વતો છે. પરંતુ દક્ષિણ તરફ જઈએ છીએ, તો **વિંધ્યા** પર્વત આગળ આવી પહોંચીએ છીએ, અને તેની પેલી પાર જતાં **હિંદુસ્તાન** એક ડુંગરવાળો પ્રદેશ માલમ પડે છે. કિનારે ઉંચા **પૂર્વ** અને **પશ્ચિમઘાટ** આવેલા છે, અને તે બન્નેની વચ્ચેની જમીન ઉંચી "ટેબલલેન્ડ" † (ઉંચો સપાટ પ્રદેશ) છે. આ જમીનના કેટલાક ભાગ સપાટ છે, છતાં જથાબંધ ટેકરીઓની હાર હંમેશાં પાસેજ આવેલી નજરે પડે છે.

* આ મેદાનોની ઉંચાઈ દરીઆની સપાટીથી ઘણે સ્થળે માત્ર પાંચસો ફુટની છે.

† ઘાટની ઉંચાઈ એક સરખી નથી. મલબારમાં આઠ હજાર ફુટ ઉંચા છે. 'ટેબલલેન્ડ'ની ઉંચાઈ ઘણે ભાગે એકથી બે હજાર ફુટની હોયછે.

ડુંગરોમાંથી નદીઓ નીચે વહી સમુદ્રને મળે છે, પણ તે નદીઓ ઉનાળામાં તદ્દન કે લગભગ સુકાઈ ગએલી હોય છે.

૪. **હિંદુસ્તાનનો** દરીઆકાંઠો ઘણે ભાગે ખડકવાળો છે અને તેથી વહાણો માટે જોખમકારક છે. કેટલીક બાજુએ તો—ખાસ કરીને અગ્નિકોણમાં—દરીઆનું પાણી લાંબા જોરાવર મોજાંરૂપે કિનારાને અથડાય છે, અને ઉંચા ઉછાળા મારે છે. આથી વહાણો કાંઠા પાસે જઈ શકતાં નથી. સારાં બંદરોની સંખ્યા જૂજ છે. એથી ઉલટું વરસમાં કેટલાક મહિના સુધી શાન્ત અને એકસરખા પવનો પણ વાય છે. તે પવનો મુસાફરીનાં વહાણોને ઉપયોગી થાય છે, અને આપણે આગળ વાંચીશું તેમ જુના વખતમાં આ દેશનાં તેમજ પરદેશનાં ઘણાં વહાણોનો હિંદુસ્તાનનાં બંદરોમાં જમાવ થતો.

૫. અત્યારે જે પ્રકારનો હિંદુસ્તાન નજરે પડે છે, તેવા હિંદુસ્તાનનું વર્ણન કરવામાં આવે છે. ચાર હજાર વર્ષ ઉપર તે લગભગ અત્યારના ઈ. જેવોજ હતો, પરંતુ ડુંગરો ઉપર જંગલો વધારે હતાં; અને કદાચ વધારે વરસાદ પડતો હતો; વળી મોટી નદીઓ જુદે રસ્તે વહેવા લાગી છે. ખાસ કરીને પંજાબમાં આમ થયું છે. કેટલીક નદીઓનાં મુખ આગળ રેતી જામી ગઈ છે. પશ્ચિમ હિંદુસ્તાનમાં એવાં સ્થળો છે કે જે એક વખત પ્રખ્યાત બંદરો તરીકે ગણાતાં, પણ હાલ ત્યાં પુરતું પાણી ન હોવાથી વહાણોને વાસ્તે નકામાં થયાં છે.

૬. એશિઆ ખંડની દક્ષિણે આવેલા ત્રણ દ્વીપકલ્પોનાં નામ આપણે કહી ગયા છીએ. આ ત્રણ દ્વીપકલ્પોમાં હાલ વસનાર લોકોમાંથી ઉંચા કદના, પાતળા ચહેરાવાળા, તથા ભુરા રંગના **આરબ** લોકોનું આપણે પહેલું વર્ણન કરીશું. પછી **મલય** દ્વીપકલ્પની હકીકત વિચારીશું, અને પ્રથમ **મલાઈ** લોકો અને તે પછી **બ્રહ્મી** તથા **સિઆમી** લોકોની હકીકત તપાસીશું. **મલાઇ** લોકો રંગે ભુરા હોયછે, અને તે

ઘણા હિંદીઓને લગભગ મળતા આકારવાળા હોયછે. બ્રહ્મી તથા સિઆમી લોકો રંગે પીળા હોય છે. તેમની આંખો બદામના આકાર જેવી અને ચીના લોકની આંખને મળતી હોય છે. આવી જાતના ચહેરાવાળા લોકોને મોંગોલ નામ આપીએ છીએ. તેઓ ચીન, તિબેટ તથા મધ્ય એશિઆનાં બીજા સ્થળોમાં નજરે પડે છે.

૭. હિંદુસ્તાનના વતની વિષે કહીએ, તો તેઓની એટલી બધી જાતો છે કે આવા નાના પુસ્તકમાં તે બધીનું વર્ણન કરવાનું ભાગ્યેજ બની શકે. પરંતુ દરેક જાણે છે તેમ તે જાતો રંગને લીધે એક બીજાથી જુદી પડે છે. કોઈક આછા ઘઉંવર્ણા હોય છે, તો કેટલાક કાળા વર્ણના હોય છે, અને ઉત્તરના ભાગો કરતાં દક્ષિણના ભાગોમાં કાળી ચામડીવાળા માણસો સામાન્ય રીતે વધારે દેખાય છે. ચહેરામાં પણ આપણને ઘણા તફાવતો દેખાય છે. કેટલાકનાં હોઠ તથા નાક પાતળાં હોય છે, બીજાનાં જાડાં તથા ભારે હોય છે. પાતળી આકૃતિવાળા માણસો ખુલતા રંગના હોય છે, અને ઉત્તરમાં નજરે પડે છે, એવું સામાન્ય રીતે જોવામાં આવે છે, પણ એ નિયમ સર્વત્ર લાગુ પડતો નથી. ઉત્તરમાં પણ, એટલે કે નેપાળમાં, મોંગોલ લોકના જેવા ચહેરાવાળા માણસો મળી આવે છે. મુસલમાનો આવા આકારના હોય છે, અને તેવા આકારના માણસો હિંદમાં બધે મળી આવે છે. આકારમાં કોઈને મળતા ન હોય એવા લોક પણ હિંદમાં જથાબંધ છે. જેવા કે સંતાલ, માંજરી આંખોવાળા અને ઉંચા કુર્ગી, તથા લાંબા વાળવાળા તોડા નામના લોકો.

૮. આ લોકો જે ભાષાઓ બોલે છે તેમાંથી પચાસ તો એવી માલમ પડશે કે જે એક બીજાથી તદ્દન જુદીજ છે. પરંતુ તેમાંની મુખ્ય મુખ્ય ભાષાઓ લઈ નીચે પ્રમાણે સમૂહ કે વર્ગ પાડી શકાય છે.

(૧) ઉત્તરની ભાષાઓ, એટલે **સિંધ**થી તે **બંગાળા** સુધી, અને **પંજાબ**થી તે દક્ષ્ખણમાં **મહારાષ્ટ્ર** સુધીમાં બોલાતી ભાષાઓ. આને **આર્ય** ભાષાઓ કહે છે. તેમાંની લગભગ બધીમાં જળને વાસ્તે **પાણી** શબ્દ છે. જોકે **સિંધ**ના લોકો વારંવાર ફારસી શબ્દ **આબ** વાપરે છે.

(૨) દક્ષિણના ભાગમાં બોલાતી ભાષાઓ. આમાં **કાનડી**, **તામિલ**, **તેલુગુ** અને **મલાયલી** મુખ્ય છે. આ **દ્રાવિડ** લોકોની ભાષાઓ કહેવાય છે. તે ભાષાઓ એક બીજાને કંઈક મળતી છે. કાનડી ભાષામાં જળને વાસ્તે **નીરૂ** શબ્દ છે. **તામીલ**માં **તાની** છે.

(૩) અરબસ્તાન, ઇરાન અને **મધ્ય એશિઆ**માંથી આવનારા **મુસલમાનો**ની ભાષાઓ. કેળવાએલા મુસલમાનો હજી પણ **ફારસી**, અને કોઈક વખત **અરબી** ભાષા બોલી શકે છે, પરંતુ ઘણે ભાગે તેઓ આ ભાષાઓમાંથી, તેમજ **હિંદુસ્તાન**માંની **આર્ય** ભાષાઓમાંથી લીધેલા શબ્દોની બનેલી ભાષા વાપરે છે. આ ભાષા **ઉર્દુ** કહેવાય છે. તેમાં જળને વાસ્તે સામાન્ય રીતે **પાણી** શબ્દ વપરાય છે.

(૪) હિંદુસ્તાનની જંગલી કોમો વાપરે છે તેવી છુટક વીખરાએલી ભાષાઓ છે, તે આપણે જાણીએ છીએ તેવી બીજી કોઈ પણ ભાષાને મળતી હોતી નથી. **સંતાલ** લોકોની ભાષા આ જાતની છે. તેમાં જળને વાસ્તે **દા** શબ્દ છે. આમાંની કેટલીક ભાષાઓ **એશિઆ** ખંડને બીજે સ્થળે બોલાતી ભાષાઓના જેવી છે, એમ કદાચ આપણને કોઈ દિવસ માલમ પડશે.

૯. હિંદુસ્તાનના લોકો જેમ આકારમાં તથા ભાષામાં એક બીજાથી જુદા પડેછે, તેમ તેમની જીવનની રહેણીમાં તથા ધર્મની બાબતમાં પણ તફાવત છે. અત્યારે તેઓમાં નીચે મુજબ જાતો માલમ પડે છે.

(૧) હિંદુઓ. 'હિંદુસ્તાન'ની માફક આ શબ્દ પણ પરદેશી લોકોએ શોધી કાઢ્યો છે, પરંતુ દરેક માણસ હાલ તેને છુટથી વાપરે છે, તેમ છતાં તેનો ખરો અર્થ શો છે તે કોઇ પણ માણસ કહી શકતું નથી. છતાં આપણે તે વાપરવાની જરૂર છે, તો એ શબ્દ વાપરવામાં બને તેટલી કાળજી રાખવી. જે લોકો **શિવ** તથા **વિષ્ણુ**ને પૂજે છે, આત્મા ફરી જન્મે છે* એમ માને છે, બ્રાહ્મણો તથા પવિત્ર ગાયો તરફ માનની લાગણીથી જુએ છે, અને જે નાતના નિયમો પાળે છે, તેવા હિંદના વતનીઓને હિંદુ કહેવામાં આવે છે એમ માની લઇએ.

(૨) હિંદુ ધર્મના અમુક સિદ્ધાંતો માનનારા, પણ બધા સિદ્ધાંતોને નહિ માનનારા લોકોના સમૂહો:—આ વર્ગમાં નીચેના છે:—**જૈનો**. હિંદુસ્તાનમાં તો બધે એ છુટક છુટક રહે છે. **પંજાબના શીખ** લોકો, દક્ષિણના **લિંગાયત** લોકો, અને હાલના વખતના **આર્યસમાજીઓ**, તેમજ **બ્રહ્મોસમાજીઓ**.

(૩) **સંતાલ** અને **કુર્ગી** લોકો જેવી જાતો. આ લોકો હિંદુ ધર્મના કોઇ સિદ્ધાંતને માનતા નથી. તેઓ પ્રાણીહિંસા કરે છે, અને દરેક ચીજ ખોરાક તરીકે લે છે. ઘણે

* **સંસ્કૃત** શબ્દ પુનર્જન્મ છે.

ભાગે શક્તિઓને પૂજે છે. આ શક્તિઓને વિષે તેમના સિવાય બીજા કોઈને કંઈ જ્ઞાન હોતું નથી.

(૪) મુસલમાનો.

(૫) યાહુદી લોકો, જે મુખ્યત્વે કરી મુંબઈથી કોચીન સુધીના હિંદુસ્તાનના પશ્ચિમ ભાગમાં રહે છે.

(૬) પારસીઓ. મુખ્યત્વે મુંબઈના.

(૭) ખ્રિસ્તીઓ, જે હાલ બધે મળી આવે છે, પણ જેમની મદ્રાસ ઇલાકામાં ઘણી સંખ્યા છે.

૧૦. આપણે હિંદુસ્તાનનો ઇતિહાસ લખીએ છીએ, તો આ બધા લોકો એકજ દેશમાં કેવી રીતે ભેગા રહેતા થયા તે બતાવવાનો આપણે યત્ન કરવો જોઇએ. તેઓ અહીં કયારે આવ્યા, તેમણે કયાં રાજ્યો સ્થાપ્યાં, તેમના ઉપર કોણ રાજ્ય કરતા હતા, કયા કયા કાયદાઓ તે પાળતા, અને મનુષ્યજીવનને ઉપયોગમાં આવે એવા હુન્નરો વિષે તેઓને કેટલું જ્ઞાન હતું એ બધું પણ બતાવવું જોઇએ. પરંતુ જ્યારે હિંદુસ્તાનના ભૂતકાળ તરફ નજર કરીએ છીએ, અને આ સવાલો પૂછીએ છીએ, ત્યારે આપણે બહુ આઘેના સમય સુધી પહોંચીએ નહિ એટલામાં અજ્ઞાન રૂપી અંધારામાં વારંવાર ફાંફાં મારતા હોઈએ એમ લાગે છે. અજ્ઞાન રૂપી અંધારૂં એટલું તો ગાઢ છે કે આપણી આંખ કહ્યું કરી શકતી નથી. આપણા સવાલોનો કંઈ ઉત્તર આપી શકાતો નથી.

૧૧. આનું શું કારણ છે? હિંદુસ્તાનના ભૂતકાળનો ઇતિહાસ શીખી શકીએ એવાં કયાં સાધનો છે?

બધાંમાં ઉત્તમ સાધનો તરીકે તો પોતાના વખતમાં બનેલી હકીકતોના લોકોએ જાતે લખેલા અહેવાલો છે. કેટલીક પ્રજાઓએ આ અહેવાલો ઘણી સંભાળથી સાચવી રાખ્યા છે. દાખલા તરીકે

ચીનાઓએ ચીનમાં બનેલી મોટી કે નાની દરેક બીનાનો લેખી અહેવાલ હજારો વર્ષ સુધી જાળવી રાખ્યો છે. એથી ઉલટું હિંદુસ્તાનના લોકોએ મુસલમાનો આ દેશમાં આવ્યા ત્યાંસુધી કોઈ બીનાનો અહેવાલ લખ્યો નથી. તે વખતે ઘણી નવાઈ ઉપજાવે એવી બીનાઓ બનતી. મોટા રાજાઓ મોટાં રાજ્યો ઉપર રાજ્ય કરી ગયા છે, પરંતુ હિંદુસ્તાનના કોઈ વતનીએ એ બાબતોના અહેવાલથી જગતના લોકોને માહીત કરવા પોતાને હાથે કંઈ લખ્યું નથી.

૧૨. ત્યારે આપણે શાં સાધનો ઉપર આધાર રાખી શકીએ?

(૧) શિલાલેખો. આ ઘણે ભાગે પત્થરમાં કોતરેલાં લખાણો હોય છે. અમુક દેવળ કોણે બંધાવ્યું તે બાબત એ લેખોમાં હોય છે, અને અમુક રાજાએ શા હુકમ કાઢયા હતા તે વિષે કોઈ કોઈ વખત તે માહીતી આપે છે.

(૨) તામ્રપટો. જ્યારે કોઈ રાજા કંઈ હેતુથી જમીન બક્ષીસ આપતો, ત્યારે તે બક્ષીસનું લખાણ વારંવાર તાંબાના પતરા ઉપર નોંધાતું; અત્યારે પણ આવા ઘણા તામ્રપટો જમીનમાં દટાએલા જડી આવ્યા છે.

(૩) સિક્કાઓ. આ ઘણી વખત ખેતરો ખોદતાં મળી આવ્યા છે, અને જે રાજાઓએ આ સિક્કા પડાવેલા છે તેમનાં નામ આપણે તેની ઉપર વાંચીએ છીએ.

(૪) અસલના વખતમાં આ દેશમાં આવેલા ચીન તથા ગ્રીસના પરદેશી મુસાફરોએ, તેમજ તેમની પછી આવેલા યુરોપી લોકોએ લખેલા હિંદુસ્તાન વિષેના અહેવાલો.



ખૈબર ઘાટ.

(૫) જો કે જુના હિંદીઓએ કંઈ ઇતિહાસ લખ્યો નથી તો પણ બીજાં પુસ્તકો લખ્યાં છે જેમાંથી થોડો ઇતિહાસ મળી આવે છે. આ ઘણે ભાગે ધર્મને લગતાં પુસ્તકો છે, અને તેમાં દેવોને કેવી રીતે પૂજવા તે વિષે લખ્યું છે. આમાં થોડેક અંશે પુરાણો, વીરરસ કાવ્યો, તથા દેવો તેમજ બહાદુર પુરુષોનાં ચરિત્રોનો પણ સમાવેશ થાય છે. આ પુસ્તકોમાંથી ભૂતકાળ વિષેની સાચી હકીકત થોડી જાણી શકીએ છીએ, અને તે પણ થોડીજ જાણીએ છીએ. વળી આપણે યાદ રાખવું જોઈએ, કે ઇતિહાસ એ સત્યની ખાતર કરેલી એક તપાસ છે. અંધારામાં છુપાઈ રહેલી કોઈ પણ બાબતનો તર્ક કર્યાથી ઇતિહાસનું કામ સરતું નથી.

૧૩. જુના શિલાલેખો, તામ્રપટો, તથા સિક્કાઓ સરખાવ્યાથી તેમજ વીરરસનાં કાવ્યો અને પુરાણોની હકીકત કાળજીથી તપાસ્યાથી જુના વખતના હિંદુસ્તાનનો કંઈક અહેવાલ લખી શકાય. પરંતુ આપણે હજી ઘણી બીના જાણતા નથી; ઘણી બાબતો ચોકસ થઈ નથી તેથી આ પુસ્તકમાં "અમને ખબર નથી" એવા શબ્દો બહુ વાર લખવા પડશે. તેમ છતાં ઇતિહાસ આખરે તો માત્ર એક જાતની શોધખોળજ છે, તેથી આપણે શોધખોળ કરીએ, અને શું શીખી શકાય તેમ છે તે જોઈએ.

## પ્રકરણ બીજું.

### આર્ય લોકો.

૧. હજી પણ હિંદુસ્તાનમાં જંગલી જાતના લોકો નજરે પડે છે. 'જંગલી' એટલે ઘાતકી લોકો એમ કહેવાનો અમારો હેતુ નથી, કેમકે કેટલાક જંગલી લોકો શાન્ત અને માયાળુ હોય છે. જેમની પાસે સુધરેલું જીવન ગાળવાના હુનરો હોતા નથી તેવા માણસોને જંગલી માનીએ છીએ. તેઓ ઘર બાંધતા નથી, પણ ગુફાઓ કે ઝાડની નીચે આશ્રય લે છે. તેઓ ઊન કે સુતરનાં કાપડ વણી શકતા નથી, પણ ચામડાં પહેરે છે; અનાજ વાવતા નથી, પણ રાની ઝાડનાં ફળ વીણે છે: ગાય જેવાં પાળવા લાયક પશુઓ રાખતા નથી, પણ પ્રાણીઓને ખોરાક અર્થે મારી નાખે છે; તદ્દન પૈસા વિનાના હોય છે; લખતાં તેમને આવડતું હોતું નથી. જંગલી લોકો આવા હોય છે, અને આ તરેહના જંગલી લોકો હજી પણ મલબારનાં જંગલોમાં, આસામના ડુંગરોમાં, અને કદાચ મધ્ય હિંદુસ્તાનમાં પણ મળી આવે છે. પરંતુ આ જંગલી લોકોની સાથે હિંદુસ્તાનમાં સુધરેલા લોકો પણ છે. ઇતિહાસની મદદથી પહેલી બાબત એ જાણવા માગીએ છીએ, કે સુધરેલા લોકો કેટલા લાંબા સમયથી આ દેશમાં વસે છે? પરંતુ કમનસીબે ઇતિહાસ તે કહેવા શક્તિમાન નથી. હિંદુસ્તાન કેટલા લાંબા સમયથી સુધરેલો દેશ બન્યો છે, તે આપણાથી બીલકુલ કહી શકાતું નથી. જે જાણીએ છીએ તેને આધારે માની શકાય, કે હજારો વર્ષથી તે સુધરેલો હશે. ઓછામાં ઓછાં ત્રણ હજાર વર્ષ અગાઉ હિંદુસ્તાન અને પશ્ચિમના દેશો વચ્ચે ધમધોકાર વેપાર ચાલતો હતો. સાગનાં લાકડાં, ચોખા, અને તેજાના, બેબિલોન, જુડિઆ અને કદાચ ગ્રીસમાં અહીંથી જતાં. આ

બધો માલ મોકલનાર તામિલ લોકના બાપદાદા હતા, અને તામિલ લોક હાલ જેવાં સુતરાઉ વસ્ત્રો પહેરે છે તેવાંજ તેઓ પણ પહેરતા, તથા દ્રાવિડ લોકની બોલીને મળતી બોલી બોલતા, એટલું તો શક વિના માની શકાય છે. તેઓનો ધર્મ શો હતો, અને તેમનું જીવન કોને મળતું હતું તે આપણે જાણતા નથી. તેમજ તેમના ઉપર રાજ કરનાર કોઈ પણ રાજાનું નામ પણ આપી શકતા નથી.

૨. આ લોકોથી દક્ષિણ હિંદુસ્તાનનો ઇતિહાસ શરૂ થાય છે. ઉત્તર હિંદનો ઇતિહાસ ઘણી જુદી જાતના લોકથી શરૂ થાય છે; એ લોકો આ દેશમાં પહેલ વહેલા હુમલો કરનારી પ્રજા તરીકે નજરે પડે છે. તેઓને આપણે આર્યોના નામથી ઓળખીએ છીએ. આ નામ તેમણે પોતાની મેળે ધારણ કર્યું હતું; વળી તેમની કેટલીક હકીકત આપણે સારી પેઠે જાણીએ છીએ, તો બીજી કેટલીકથી તદ્દન અજાણ્યા છીએ.

૩. હિંદુસ્તાનના વાયવ્ય કોણના જે દેશોને હાલ અફઘાનિસ્તાન, ઇરાન, અને તુર્કસ્તાન કહીએ છીએ તે દેશોમાં રહેનારા લોકો આર્યો હતા. તેમના શરૂઆતના ઇતિહાસની બીલકુલ ખબર નથી, પણ વખત જતાં પશ્ચિમ ભાગના આર્યો, તથા પૂર્વ ભાગના આર્યો, એવી તેમની બે મોટી શાખાઓ બની. ઉત્તર હિંદના ઇતિહાસની શરૂઆત પૂર્વના આર્યોની હકીકતથી થાય છે. પશ્ચિમ તરફના આર્ય લોકો હાલ 'પર્શીઆ' નામથી જે દેશ ઓળખાય છે તે દેશમાં રહેતા, અને તેને ઇરાન એવું નામ આપ્યું હતું. તેમના ચારિત્ર વિષે વર્ણન કરવાની જરૂર નથી, કેમકે તેમનું ચારિત્ર પૂર્વ તરફના આર્યો જેવું હતું, જેમનું વર્ણન થોડા સમયમાં આપણે કરવાના છીએ. પરંતુ આપણે કહેવું પડશે કે ઇરાનમાં શરૂ થએલા જરતોસ્તના નવા ધર્મના ફેલાવાથી તેઓ પોતાના જાતભાઈઓથી છુટા પડ્યા. આ ધર્મે માણસની બધી ભક્તિ એક પરમેશ્વર—અહુર—ને પૂજવા તરફ દોરી. અને જરતોસ્ત તે ધર્મના મહાન પેગંબર

હતા. તે ક્યારે થઈ ગયા તે વિષે બહુ શંકા છે, પણ ઘણે ભાગે તે ઇસુ ખ્રિસ્ત પહેલાં લગભગ બે હજાર વર્ષ અગાઉ હયાત હતા. પૂર્વના આર્યોએ તેમના ઉપદેશો ઉપર લક્ષ આપ્યું નહિ, અને ઘણા સમય સુધી ઇરાની લોકોના દુશ્મન રહ્યા.

૪. પૂર્વ તરફના આર્યો જેમને આપણે હવે માત્ર આર્યો કહીશું તેઓએ વખત જતાં હિંદુસ્તાન તરફ જવા માંડયું. કંઈક કારણથી તેમનો પોતાનો દેશ સુકો, તેમજ વરસાદ તથા નદીઓ વિનાનો બન્યો હોય, એમ લાગે છે, તેથી તેઓ વિશાળ સિંધુ નદી તથા પંજાબનાં પુષ્કળ નદીઓવાળાં મેદાન તરફ ગયા. હિંદુકુશ પર્વત ઓળંગી, અને ખૈબર ઘાટમાં થઈને તેઓ મેદાનોમાં દાખલ થયા. આ મુસાફરી ક્યારે થઈ હશે તે ચોકસ રીતે કહી શકાય નહિ, પણ ખરેખર આર્યોનાં ટોળાંઓ ઘણી પેઢી સુધી આમ આવતાં. તેમની આ મુસાફરી કદાચ ઇ. સ. પૂર્વે ૨૦૦૦ થી તે ઇ. સ. પૂર્વે ૧૫૦૦ સુધી જારી રહી હશે.

૫. આ આર્યો પોતાની પાછળ કંઈ ઇતિહાસ, સિક્કાઓ, કે શિલા-લેખો મુકતા ગયા નથી, અને કોઈ પરદેશી મુસાફરે તેમને જોયા નથી, તેમજ તેમના વિષે વર્ણન પણ કર્યું નથી. છતાં ઋગ્વેદ નામના તેમના પવિત્ર કાવ્યોમાંથી તેમના વિષે કંઈક માહીતી મળે છે. આ કાવ્યો આર્યોએ લખી લીધાં ન હતાં, કેમકે તેઓ લખવાની કળા જાણતા ન હતા, પણ તે કાવ્યોને ધર્મગુરુઓ ગાતા અને પોતાના વર્ગમાં પેઢી દર પેઢી તે શીખવતા. કેટલાક મંત્રો ઘણા જુના છે, એટલે કે હજારો વર્ષથી પણ ઘણા જુના છે. કેટલા જુના સમયના તે હશે તેની કલ્પના પણ થઈ શકતી નથી; બીજા મંત્રો આર્યો હિંદુસ્તાનમાં આવ્યા તે પછી ઘણા મોડા સમયે રચાયા હતા. તે બધા મંત્રો લગભગ દેવોને ઉદ્દેશીને લખ્યા છે, અને તેમાં દેવોની સ્તુતિ તથા તેમના આશીર્વાદ મેળવવા માટે કરેલી પ્રાર્થનાનું વર્ણન છે.

૬. ત્યારે આપણે આર્ય લોકો વિષે શું શીખીએ છીએ? એમ માલમ પડે છે કે તેઓ જુદી જુદી ટોળીઓમાં વહેંચાઈ ગયા હતા. હિંદુસ્તાનમાં આવ્યા પછીજ ગામડામાં વસતા થયા, અને જમીન ખેડવા લાગ્યા. જથાબંધ ઢોર તેઓ પાળતા; આ ઢોરનું માંસ તથા ઘઉંનું અનાજ તેમના ખોરાકરૂપે કામમાં આવતાં. તેઓની દોલત ઢોરની સંખ્યા ઉપર અંકાતી. સોનું, કલાઈ, અને તાંબુ કેવી રીતે વાપરવાં, તેમજ કાંસુ બનાવવાને કલાઈ તથા તાંબાને શી રીતે ભેળવવાં તે તેઓ જાણતા હતા; પરંતુ તેઓ પાસે લોખંડ ન હતું.

૭. તેમના ઉપરી સરદારો હતા. આ સરદારો તેમની જુદી જુદી જાતો ઉપર અમલ ચલાવતા અને લડાઈમાં ઉપરી બનતા. તેઓ બહાદુર લડવૈયા હતા, અને ધનુષ, તીર, તરવાર, ભાલા અને કુહાડા જેવાં દરેક જાતનાં હથિઆર વડે લડી શકતા. તેમના સરદારો ઘોડા જોડેલા રથોમાં બેસીને લડતા.

૮. આકાશની શક્તિઓને તેઓ દેવ તરીકે માનતા. આમાં કોઈ પણ દેવને મુખ્ય ગણતા હોય એમ ભાગ્યેજ કહી શકાય. આપણે કદાચ વરુણને મુખ્ય દેવ ગણવો જોઇએ. વરુણ નામનો અર્થ "સર્વની આસપાસ વીંટળાઈ રહેનાર" એવો થાય છે. તેમજ તે શબ્દ ખરેખર આકાશના અર્થમાં પણ વપરાય છે. આ દેવની સાથે સૂર્યની પૂજા થતી. એ સુર્ય અગ્નિનું ઘણું તેજસ્વી સ્વરૂપ મનાય છે, અને તે અગ્નિને આર્ય લોકો સૌથી વધારે પૂજનીય માને છે. બીજો બળવાન દેવ ગર્જના કરનાર ઇન્દ્ર હતો, પણ તેની પૂજા આર્ય લોકોએ હિંદુસ્તાનમાં આવ્યા પછી શરૂ કરી એમ માનવાને કંઈક કારણ છે.

૯. બ્રાહ્મણો કે ધર્મગુરુઓદ્વારા આ દેવોની પૂજા થતી. તે બ્રાહ્મણો અને ધર્મગુરુઓનું વર્ણન એક વેદમાં આપેલું છે. તેઓનો

એક જુદો વર્ગ હતો, તે વાત ખરી છે, પરંતુ **આર્યોમાં** 'નાતો'ની સંસ્થા ન હતી. 'જ્ઞાતિ' વિષે વેદોમાં વર્ણન નથી. પૂજા ઘણે ભાગે યજ્ઞોદ્વારા થતી હતી; અને તે યજ્ઞોમાં જુદે જુદે વખતે દેવોને ઘોડા તથા ઢોરનો ભોગ અપાતો. આ યજ્ઞો લાંબી વિધિવાળા હતા, અને તેમની કેવી વ્યવસ્થા કરવી, તથા મંત્રો કેમ બોલવા, તે માત્ર ધર્મગુરુઓ જાણતા. કોઈક વનસ્પતિમાંથી બનાવવામાં આવતો **સોમ** નામનો કેફી રસ તૈયાર કરવાનું કામ આ વિધિઓમાં અગત્ય ભાગનું હતું. આ રસને **આર્ય** લોકો માણસને મળેલી દૈવી બક્ષીસરૂપે માનતા.

૧૦. મરેલા માણસના શબને તેઓ દાટતા; આત્માના પુનર્જન્મને તેઓ માનતા નહિ, પરંતુ મરનારનો આત્મા **યમ** સાથે રહેવા 'આરામ-ધામ' માં જાય છે એમ માનતા હતા.

૧૧. **હિંદુસ્તાનમાં** **આર્ય** લોકો આવ્યા તે પહેલાં તેઓ આવી તરેહના હતા. તેઓ જાતે કોના જેવા હતા તે આપણે જાણતા નથી. તેમની ચામડીનો રંગ પણ આપણને ખબર નથી, પરંતુ તે રંગ હાલના ઇરાની લોકની ચામડી જેવો બહુ આછો ઘઉંવર્ણો હશે.

૧૨. પ્રથમના આર્ય લોકોએ **હિંદુસ્તાનમાં** કઈ પ્રજા જોઈ તે પણ આપણે જાણતા નથી. ઋગ્વેદના કવિઓનું કહેવું સાંભળીએ તો આપણે માનીશું કે **આર્ય** લોકોએ અહીં જંગલી લોકો (દસ્યુ) ને જોયા. આ લોકો ચહેરે કાળા, ચપટા નાકવાળા, અને માત્ર મારી નાખવા લાયક કે ગુલામ બનાવવા લાયક હતા. કોઈ પણ માણસ વિષે તેના દુશ્મન શું કહે છે તે ઉપરથી તેના વિષે આપણા વિચારો કદી બાંધવા નહિ. ઉત્તરના જુના **હિંદીઓ** **આર્ય** લોકો ધારતા હતા તેવા જંગલી હતા એ બીલકુલ ખરૂં નથી. દક્ષિણ **હિંદુસ્તાનના** વતનીઓ **આર્યો** આવ્યા તે વખતે સુધરેલા હતા એ આપણે ક્યારનું જાણીએ છીએ.

૧૩. **આર્યોનું શું થયું?** આ સવાલનો જવાબ આપી શકાતો નથી. તેમનામાંથી કેટલા હિંદુસ્તાનમાં આવ્યા તે આપણે જાણતા નથી, અને તેઓ આ દેશમાં આવ્યા તે પછીના એક હજાર વર્ષ સુધીના સમયના તેમના ઇતિહાસ વિષે આપણને કંઇજ માહીતી નથી. જે હકીકત જાણીએ છીએ તે **મહાભારત** તથા **રામાયણ** નામના વીરરસનાં કાવ્યોમાંથી મળી આવેલી છે. આ કાવ્યો ક્યારે રચાયાં તેનો આપણને કંઈ ખ્યાલ નથી, અને માત્ર એટલુંજ કહી શકાય કે ઇસુ ખ્રિસ્તના સમય પહેલાં તો હિંદના વતનીઓ પાસે આ ગ્રન્થો હતા, પણ તેમાંનો ઘણો ભાગ તેથી વધારે જુના સમયમાં લખાયલો હતો. દિલ્હી શહેરની પાસે આવેલા હસ્તિનાપુરની ગાદી માટે **કૌરવ** અને **પાંડવ** નામની જાતો કેવી રીતે લડી તે **મહાભારતમાં** (તેના મુખ્ય વિષય તરીકે) કહ્યું છે. આ લડાઈથી **આર્યસત્તાનો** ખરેખર અંત આવ્યો, અને **પાંડવો** આર્ય લોકોને જીતનારા ખરા જુના હિંદીઓ હતા એમ માનનારા કેટલાક લોકો છે; પરંતુ ખરી વાત એ છે કે **આર્ય** લોકનું શું થયું તે કહી શકાતું નથી. કોઈક પ્રકારે તેઓ હિંદુસ્તાનના જુના વતની સાથે ભળી ગયા, અને પરિણામે હિંદુ નામથી ઓળખાતા લોક, અને તેમના ધર્મ તથા રીતરિવાજ ઉત્પન્ન થયા. **મહાભારતમાં** દર્શાવેલા વિચારો હિંદુ મતના છે. જનસમાજમાં જ્ઞાતિઓ દાખલ થએલી નજરે પડે છે. જોકે આનાં કારણ આપી શકાતાં નથી, તેમજ તે નાતો ક્યારે શરૂ થઈ તે આપણે જાણતા નથી. **શિવ**, **વિષ્ણુ**, અને **કૃષ્ણ** નામના હિંદુ દેવોને માણસો વિશેષે કરીને પૂજે છે; ઋગ્વેદ સમયના યજ્ઞો નજરે પડતા નથી; પ્રાણીજીવન પવિત્ર ગણાવા લાગ્યું છે, અને આત્માના પુનર્જન્મનો મત હિંદુધર્મનો ખાસ ભાગ બન્યો છે. બ્રાહ્મણોની પવિત્રતા અને સત્તા દરેક માણસ સ્વીકારે છે. **આર્ય** લોકોનું નામ સાંભળવામાં આવ્યું તે પહેલાંના ઘણા જુના સમયના પ્રાચીન હિંદીઓદ્વારા કદાચ આમાંના કેટલાક નવા વિચારો ઉતરી આવ્યા હશે.

ઈ. સ. પૂર્વે ૧૦૦૦ થી ૫૦૦ સુધી.

૧૪. વીરરસનું બીજું મહાન કાવ્ય **રામાયણ** છે. **રામનાં પત્ની સીતાનું અયોધ્યા (આઉધ )** માંથી કેવી રીતે હરણ થયું હતું, અને **હનુમાનની** મદદથી તેમને કેવી રીતે પાછાં મેળવ્યાં તે હકીકત આમાં આપેલી છે. તેમનું હરણ કરનાર દુશ્મન રાક્ષસ કુળમાં જન્મેલો **લંકાનો** રાજા **રાવણ** હતો. કેટલાક લોકો **સિલોનનેજ લંકા** માને છે, પણ આ ધારણા ખાતરીવાળી નથી; વળી નવાઈ ઉપજે છે કે આ કાવ્યમાં દક્ષિણ **હિંદ** તેમજ ત્યાંના લોકો વિષે ખરૂં જ્ઞાન આપનારી હકીકત જણાતી નથી. તે લોકોને આ ગ્રન્થમાં **દ્રાવિડ** નામ આપ્યું છે, અને તેમના તરફ તિરસ્કારની લાગણી બતાવવામાં આવી છે; દરેક સ્થળે જીતાએલી પ્રજા તરફ જીતનારના મનનું વલણ પણ સામાન્ય રીતે ખરેખર આવા તિરસ્કારવાળું હોય છે, પણ આપણે જોઈ ગયા તેમ રામના સમય કરતાં લાંબા સમય ઉપર દક્ષિણ હિંદુસ્તાનના લોકો કોઈ પણ રીતે તિરસ્કારને યોગ્ય ન હતા.

૧૫. **હિંદના** ઇતિહાસના આ યુગની હકીકત **વીરરસનાં** કાવ્યોમાંથી મળી આવે છે, એટલુંજ નહિ પણ ઇસુ **ખ્રિસ્તના** સમય અગાઉના હજાર વર્ષના ગાળામાં રચાએલા ધર્મગ્રન્થોમાંથી પણ મળે છે. તે ગ્રન્થોમાંના કેટલાક નીચે મુજબ છે:—

(૧) **પુરાણો.**

"પુરાણ" શબ્દનો અર્થ 'જુનું' એમ થાય છે. જગત તેમજ તેના નિયંતા, તથા દેવોનાં ચરિત્રોવાળા જુના અહેવાલોને પુરાણ કહે છે. ઇસુ ખ્રિસ્ત થયા તે પહેલાંના હજાર વર્ષના સમયમાં તથા પછીના સૈકાઓમાં આ ગ્રન્થો રચાયા હતા, અને બેશક તેમાં ઘણી સાચી હકીકત સમાએલી છે. આ વાત સમજવી હોય તો તે ગ્રન્થોમાં કઈ હકીકત ખરી છે, અને કઈ ખોટી છે તે પારખવાનાં સાધનોની જરૂર છે.

(૨) બ્રાહ્મણ ગ્રન્થો.

આ ગ્રન્થોમાં યજ્ઞોને લગતા ઘણા વીગતવાર નિયમો આપ્યા છે.

(૩) ઉપનિષદો.

આ ગ્રન્થોનો હેતુ જગત, પરમેશ્વર, તથા મનુષ્યના આત્માના ખરા સ્વરૂપ વિષે ઘણું ઉંડું સત્ય પ્રગટ કરવાનો છે. જુના આર્યોએ આ બાબતો વિષે શંકાઓ ઉઠાવી હતી, પરંતુ ઉપનિષદોમાં નજરે પડે છે તેવો કાળજીપૂર્વક વિચાર આ વિષે કદી કર્યો ન હતો.

૧૬. વેદ, બ્રાહ્મણગ્રન્થો, તથા ઉપનિષદો હિંદુઓમાં શ્રુતિ (શ્રવણ) નામથી જાણીતા છે, કારણ કે આ ગ્રન્થોના બનાવનાર ઋષિઓ તથા મુનિઓએ પરમેશ્વર પાસેથી તે સાંભળ્યા હતા એમ હિંદુઓ માનતા હતા. વીરરસ કાવ્યો તથા પુરાણોને સ્મૃતિ (યાદશક્તિ) નામ આપ્યું છે, તેનું કારણ એ છે કે તે ગ્રન્થોની હકીકત જુના સમયથી લોકોએ યાદ રાખી છે. આ સાથે લોકોએ મનુના ધારાઓ પણ યાદ રાખ્યા છે; આ ધારાઓ મનુ નામના એક પ્રાચીન ઋષિએ હિંદુઓને તેમના જીવનનો માર્ગ બતાવવા રચ્યા છે. ખરેખર મનુના જે ધારાઓ આપણે આજે વાંચીએ છીએ તે રચાયે ઘણા યુગો થએલા છે, પણ તેમાંના કેટલાક લગભગ આર્યોના સમય જેટલા જુના છે, અને પ્રથમના હિંદુઓ કેવું જીવન ગાળતા તે બતાવી આપે છે. નીચલા વર્ગના નાતવાળાઓએ બ્રાહ્મણોને પૂજ્ય ગણવા એવો હુકમ તેમાં ખાસ કરીને લખેલો છે.

૧૭. આર્ય લોકોએ હિંદુસ્તાન ઉપર પહેલી ચડાઈ કરી ત્યારથી શુમારે ઈ. સ. પૂર્વે ૨૦૦૦.
તે તેઓ અદૃશ્ય થયા ત્યાંસુધીની હકીકત આપણે તપાસી ગયા. તેમની

પછીના જે હિંદુઓ નજરે પડે છે તે શી રીતે જુદી જાતના લોક હતા. તે પણ જોઈ ગયા; છતાં હિંદુ ધર્મમાં ભળી ગઈ છે એવી ઘણી બાબતો આર્યો પોતાની પાછળ મૂકી ગયા છે એ વાત આપણે ભૂલી જવી નહિ. તેઓનાં કેટલાંક આંગિક લક્ષણ તેમની પાછળ રહી ગયાં છે, અને ઘણા હિંદુઓની પોતાની ચામડીનો રંગ તથા ચહેરાનો આકાર કંઈક અંશે હજી સુધી આર્યોને મળતો આવે છે. આર્યો કદાચ પોતાની સાથે ઘોડા લેતા આવ્યા હશે; ગાય આપણે જાણીએ છીએ કે તેમને હિંદુસ્તાનમાંજ મળી આવી. તેઓની સાથે તેમની ભાષા આવી એ વાત ખરી છે, અને આર્ય ભાષા એક અથવા બીજા રૂપે આખા ઉત્તર હિંદુસ્તાનમાં ફેલાઈ. જુના હિંદુઓના ઘણા શબ્દો તેમાં દાખલ થયા, પરંતુ તેનું વ્યાકરણ કાયમ રહ્યું; અને આર્ય ભાષાની શાખાઓ તથા બોલીઓ એક બીજાને મળતી રહી. આ ભાષાઓ હિંદુસ્તાનની પ્રાકૃત ભાષા તરીકે ઓળખાય છે, અને બંગાળાથી મહારાષ્ટ્ર સુધીના ભાગની હાલની દેશી બોલીઓ તેમાંથી ઉત્પન્ન થઈ છે. વળી વધારે અગત્યની વાત એ છે કે આર્યો ઉમદા પ્રકારની ભાષાને ચહાતા અને તેવી ભાષા હિંદુસ્તાનમાં પહેલી વાર કદાચ તેમણે ફેલાવી. ઋગ્વેદના મંત્રો સુંદર કાવ્યોમાં રચાએલા છે, અને આ કાવ્યોનો અર્થ ન સમજી શકનાર માણસોએ પણ તે સંઘરી રાખ્યા છે. આ કાવ્યોનો અર્થ આર્ય લોકોના ગયા પછી લોકો ભૂલી ગયા, અને ઈસુ ખ્રિસ્ત પહેલાં લાંબા સમય ઉપર તે અર્થ લોકો લગભગ ભૂલી ગયા હતા. કોઈ પણ વિદ્વાન હાલ પણ સમજી ન શકે એવો ઘણો ભાગ તેમાં છે. છતાં હિંદુઓની તે તરફની પ્રીતિ હજી સુધી કાયમ રહી છે.

શુમારે ઈ.સ. પૂર્વે ૫૦૦.

---

૧૮. પારસીઓના પવિત્ર ગ્રન્થોને આધારે આપણે કહેવું જોઈએ કે જરતોસ્ત ઇ. સ. પૂર્વે શુમારે ૬૬૦ માં હયાત હતા; પરંતુ તેમણે સ્થાપેલો ધર્મ એથી પણ વધારે જુનો છે એ વાત ચોક્કસ છે. કેટલાક માને છે કે આ નામના બે ઉપદેશકો થયા હતા. તેમાંના એક ઇ. સ. પૂર્વે શુમારે ૨૦૦૦ વર્ષ ઉપર થઈ ગયા, અને બીજા ઇ. સ. પૂર્વે શુમારે ૬૬૦ માં હયાત હતા.

૧૯. ઇરાનના લોકોના ઘણા જુના ગ્રન્થોને અવસ્તા કહે છે. તે શબ્દનો અર્થ "જ્ઞાન" થાય છે, અને આર્ય લોકના "વિદ્યા" શબ્દને તે મળતોજ છે. આ ગ્રન્થોના કેટલાક ભાગનાં લખાણ ઋગ્વેદના જેટલા જુના સમયનાં છે, અને તેમની ભાષા ઋગ્વેદની ભાષાથી જુદી નથી. તેમાં જરતોસ્તનું નામ આવે છે, તોપણ તેમણે તે લખ્યા નથી; તેમના રચનારનાં નામ જણાયાં નથી.

૨૦. પશ્ચિમ તેમજ પૂર્વના આર્યો વચ્ચે તેમજ ઇરાનીઓ અને હિંદુસ્તાન ઉપર ચડાઈ કરનાર આર્યો વચ્ચે મળતી વાત એક એ હતી કે તે બધા અગ્નિના ઉપાસક હતા. જે ઇરાનીઓ અગ્નિને પરમેશ્વરનું મુખ્ય ચિહ્ન ગણતા હતા તેમનામાં આ માનની લાગણી વધારે હતી, અને પોતાના પવિત્ર અગ્નિને સ્વચ્છ અને હમેશાં બળતો રાખવા ઘણી મહેનત લેતા.

૨૧. 'ઋક્'નો અર્થ 'સ્તુતિ' અને વેદ (અથવા વિદ્યા) નો અર્થ 'જ્ઞાન' થાય છે.

૨૨. 'આર્ય' નામ હિંદુસ્તાન ઉપર હુમલો કરનારા આર્યલોકોએ પોતાને વાસ્તે વાપર્યું હતું. આ નામ શા માટે ધારણ કર્યું હશે તે આપણે જાણતા નથી. તેનો મૂળ અર્થ "હળનો ઉપયોગ કરનાર લોક" એવો ઘણુંકરીને હતો. ઘણુંકરીને જ્યારે આર્યો ઢોરનાં ટોળાં સાથે

ભટકતા બંધ થયા, અને એક ઠેકાણે રહેઠાણ કરીને જમીન ખેડવાનું તેમણે શરૂ કર્યું ત્યારે તેઓએ આ નામ પહેલવહેલું ધારણ કર્યું હશે. ગમે તેમ હોય તોપણ તેઓ પોતાની જાતને **આર્ય** કહેતા થયા. જે પ્રજાઓનો તેમને ભેટો થયો, તથા તેમણે જીતી લીધી, તેના કરતાં પોતાની જાતને વધારે ઉંચી માનતા હતા, તેથી તે શબ્દનો અર્થ 'ઉમદા' એમ થયો. આ અર્થમાં તે શબ્દનો ઉપયોગ જુના હિંદુ ગ્રન્થોમાં વારંવાર થયો છે.

## પ્રકરણ ત્રીજું.

## હિંદમાં ઇરાનીઓ તથા ગ્રીક લોકો.

૧. હિંદુસ્તાનના વાયવ્ય કોણ તરફ થએલા **આર્ય** લોકના હુમલા પછીની હકીકત ક્યારની જોઇ ગયા; તેજ વાયવ્ય કોણ તરફ ફરી નજર કરીએ. હવે આપણે ઇરાનના વતનીઓએ કરેલી એક બીજી ચડાઈની હકીકત વિષે જાણીશું. આ લોકો જુના **આર્ય** લોકના પિતરાઇ હતા, અને તેઓ કાસ્પિઅન સમુદ્રના દક્ષિણના ભાગમાં રહેતા હતા. તેઓમાં **પર્શિઆ** દેશના લોકો સત્તાવાળા થયા. તેમનો પહેલો મહાન રાજા યુરોપના લોકોમાં **સાઇરસ** નામથી ઓળખાએલો કેખુશરૂ હતો. તે જબરો જીત મેળવનાર હતો, અને પશ્ચિમ **એશિઆ**નો બધો ભાગ તેની સત્તા નીચે આવ્યો હતો. હિંદુસ્તાન જીતવા વિષે તેનો બહુ વિચાર ન હતો, પરંતુ તેણે **ગાંધાર** નામનો **પંજાબ**નો એક ભાગ જીત્યો હતો, એમ આપણને જણાય છે. બસો વરસ સુધી આ **ગાંધાર** ભાગ ઇરાનના રાજ્યનો એક તાબાનો ભાગ હતો, અને **ગ્રીક** લોકો ઉપર હુમલો કરનાર ઇરાની લશ્કરની* સાથે જનારા હિંદી સિપાઈઓ પણ

ઈ. સ. પૂર્વે ૫૫૮ થી ૫૩૦ સુધી રાજ્ય કર્યું.

ઈ. સ. પૂર્વે ૫૫૦ થી ૨૭ સુધી.

ઈ. સ. પૂર્વે ૪૮૦.

*ઇરાનના રાજા ઝર્કિસસની સરદારી હેઠળ.

આ દેશના હતા. **ગ્રીક** લોકો **હિંદીઓ**ને પહેલવહેલા આ વખતે મળ્યા, અને **હિંદીઓ**એ **ગ્રીક** લોકોને **યવન** નામ આપ્યું. ખરૂં જોતાં તે **ગ્રીસ**ની એક પ્રજાનું નામ છે.

૨. **યુરોપ**ની કોઈ પણ પ્રજામાં ઇતિહાસ પહેલવહેલો લખાયો હોય તો તે **ગ્રીક** લોકો છે. વળી **એશિઆ** ખંડના શરૂઆતના ઇતિહાસ વિષે જે હકીકત જાણીએ છીએ તેમાંનો ઘણો ભાગ **ગ્રીક** લોકોએ લખેલા ઇતિહાસના ગ્રન્થોમાંથી મળી આવે છે. ઇરાનના લોકો માફક તેઓ **આર્ય** લોકની ભાષા બોલતા. વળી તેઓ ઇરાનીઓના સગા હોવા જોઇએ, અને તેથી **હિંદુસ્તાન** ઉપર ચડી આવેલા જુના **આર્યો**ના પણ તે સગા હોવા જોઇએ. પણ આ સગપણ હશે કે નહિ તે ખરેખર માલમ નથી. ઇરાનના લોકો સાથે **ગ્રીકો** લાંબી લડાઈઓ લડ્યા હતા, અને આખરે **અલેકઝાંડર** ( **સીકંદર** ) નામના મહાન બાદશાહે તેમને એકત્ર કરી દીધા. તે રાજા **ગ્રીસ**ના જુના દુશ્મનો સામે લડવા એક લશ્કર લઈને **હિંદુસ્તાન** સુધી આવ્યો હતો. ઈ. સ. પૂર્વે ૩૫૬ થી ૩૨૩ સુધી હયાત હતો

૩. આ રાજાની કૂચ દુનીઆના ઇતિહાસમાં સૌથી લાંબામાં લાંબી છે. તે **ગ્રીસ**માંથી નીકળી **હેલેસ્પોન્ટ** ઓળંગી **એશિઆ માઈનર**માં થઈને **ઈજિપ્ટ** સુધી ગયો; પૂર્વ તરફ **બાબિલન**માં, અને ત્યાંથી રણમાં થઈને ઉત્તરે વળ્યો, વળી પર્વતો ઓળંગીને તથા હાલ જે દેશને **અફઘાનિસ્તાન** કહીએ છીએ એમાં થઈને **બોખારા** સુધી પણ ગયો હતો. આમ બધે **અલેકઝાન્ડરે** ઇરાનીઓનો કેડો લઈ તેમને હરાવ્યા. પછી તે પાછો દક્ષિણ તરફ ગયો. **ખૈબર**ની ખીણમાં થઈને **હિંદુસ્તાન**માં પેઠો, અને તેણે **સિન્ધુ** નદી ઓળંગી. આ સ્થળે **હિંદુસ્તાન**નો **પોરસ** નામનો રાજા સામો થયો. **અલેકઝાંડરે** તેને હરાવી કેદ પકડ્યો. **ચીનાબ** અને **રાવી** નદી ઓળંગી **સતલજ** સુધી તે પહોંચ્યો. **સતલજ** નદીને કાંઠે **મૌર્ય** વંશના રાજા **ચંદ્રગુપ્ત**ની તેને ઈ. સ. પૂર્વે ૩૨૬.

મુલાકાત થઈ, પરંતુ આ પ્રસંગે તે નાની ઉંમરનો હતો, અને પોતાના દેશમાંથી આશ્રિતજન તરીકે આવ્યો હતો. અલેકઝાંડર આગળ વધી મગધ દેશ જીતીને પોતાને ત્યાંનો રાજા બનાવે એવી ચંદ્રગુપ્તની ઇચ્છા હતી. સીકંદર તેમ કરવા તદ્દન રાજી હતો, પરંતુ ગ્રીક લશ્કરના સિપાઈઓ તેની સરદારી હેઠળ આગળ વધવા નારાજ હતા.
ઈ. સ. પૂર્વે ૩૨૩. સીકંદરને તેથી પાછા વળવાની ફરજ પડી. સિન્ધુ નદી તેણે ઓળંગી, અને રણમાં થઈ બાબિલન ગયો. ત્યાં તે મરણ પામ્યો.

૪. તેત્રીસ વરસની ઉંમરે તે મરણ પામ્યો. રણક્ષેત્રની એકે લડાઈમાં તેની કદી હાર થઈ નથી. જગતના ઇતિહાસમાં આના કરતાં વધારે મોટો કોઈ યોદ્ધો જણાતો નથી, અને વળી જો અલેકઝાંડર જીવ્યો હોત તો યોદ્ધા તરીકે જેવો જાણીતો થયો છે તેવોજ મહાન રાજ્યકર્ત્તા તરીકે થાત. પૂર્વ તથા પશ્ચિમના દેશોને એકઠા કરવાની તેની ઇચ્છા હતી, અને જ્યાં જ્યાં તે ગયો ત્યાં ત્યાં ગ્રીક સંસ્થાનો સ્થાપવાનો અને ગ્રીક મતો ફેલાવવાનો તેણે પ્રયત્ન કર્યો છે. આ કામનો અમલ કરવા સારૂ તેનું જીવન ઘણુંજ ટુંકું હતું. તેની પછીના માણસો તેના જેવી મોટી યોજનાઓવાળા ન હતા. હિંદીઓ અલેકઝાંડરની મુલાકાત જલદી વીસરી ગયા. કોઈ પણ હિંદી લેખકે આ રાજાનું જરા પણ વર્ણન કર્યું નથી.

ઈ. સ. પૂર્વે ૨૫૯ થી ૧૩૫ સુધી. ૫. તેમ છતાં આપણે કહેવું જોઇએ કે બેકિટ્રઆમાં એવા કેટલાક ગ્રીક રાજાઓ થયા છે કે જેમની સત્તા શુમારે સો વરસ સુધી કાયમ રહી. તેમાંના એકે તો હિંદુસ્તાન ઉપર ફરી હુમલો કર્યો હતો, અને અશોકના સમય પછી મૌર્ય વંશના રાજ્ય સામે તેણે લડાઈ ચલાવી
ઈ. સ. પૂર્વે ૧૩૫. હતી. છેવટે શક નામના લોકોએ હુમલો કરી આ ગ્રીક રાજ્યને ઉખેડી નાખ્યું; તેમ છતાં આપણને થોડા સમયમાં માલમ પડશે તેમ તેઓની અસર આ દેશના સુધારાને કંઇક અંશે થઈ હતી.

# પ્રકરણ ચોથું.

## બુદ્ધનું જીવન અને કાર્ય.

૧. હિંદુસ્તાનના વાયવ્ય કોણ વિષે ઇતિહાસ મળી આવે છે તેના કરતાં ઇશાન કોણની હકીકતનો શરૂઆતના સમયનો લેખી ઇતિહાસ વધારે મળી આવતો નથી. પરંતુ બેશક કહેવું જોઈએ કે ગંગા નદીના ખીણના પ્રદેશમાં ખેતી થતી, અને ઇતિહાસના યુગની શરૂઆત પહેલાં ઘણા યુગોથી સુધરેલા લોક તે ભાગમાં વસતા હતા. જેવી રીતે વાયવ્ય કોણમાંથી આર્ય લોક હિંદુસ્તાન ઉપર ચઢી આવ્યા, તેવીજ રીતે ખરેખર મોંગોલ લોકો અને બીજાઓ ઇશાન કોણમાંથી ચઢી આવ્યા; પરંતુ ઋગ્વેદનાં જેવાં કોઈ કાવ્યો તેમણે આપણે વાસ્તે રચ્યાં નથી. તેમના ધર્મ તથા જીવન વિષે પણ આપણને કંઈએ માહીતી નથી. જોકે કેટલાક આર્યો હિંદુસ્તાનની ઇશાન કોણ તરફ ખરેખર આવ્યા હતા એ વાત જાણીએ છીએ; છતાં એકંદર કેટલા આર્ય લોક આવ્યા હશે તેની આપણને ખબર નથી.

૨. હિંદુસ્તાનના આ ભાગ વિષેનું પહેલું ખરૂં જ્ઞાન આપણને બૌદ્ધ ધર્મની વાર્તાઓમાંથી મળી આવે છે. આ વાર્તાઓમાં લોકોનાં જીવન વિષેની ઘણી હકીકત આપી છે,—ઋગ્વેદમાં આપી છે તેના કરતાં પણ ખરેખર વધારે હકીકત આ વાર્તાઓમાંથી મળી આવે છે. બુદ્ધના સમયથી સહેજ પહેલાં, શુમારે ઇ. સ. પૂર્વે ૬૦૦ માં, ગંગા નદીનાં મેદાનના ભાગ પડી જવાથી ઘણાં ગામડાં બન્યાં હતાં. દરેક ગામના લોક પોતાના ગામની જમીનની ભેગી ખેતી કરતા, તેમજ પોતાના ગામના લોકોની બનેલી એક સભા તેમના ઉપર રાજ્ય કરતી. એ

બધી બાબત આ વાર્તાઓમાંથી શીખીએ છીએ. ગામડાંના વતનીઓએ પોતે સમુદાય કે જાતો બાંધી હતી, અને તેમના ઉપર જુદા જુદા રાજાઓ રાજ્ય કરતા. ક્ષત્રીઓ, બ્રાહ્મણો, વૈશ્યો, તથા શૂદ્રો એવા જનસમાજના ચાર વર્ગ સ્વીકારાયા હતા; પરંતુ આ વર્ગો તે પછીના જમાનાની નાતો જેવા હતા એમ આપણે કહી શકતા નથી, કેમકે એમ જણાય છે કે એક વર્ગના માણસો કેટલીક વખત બીજા વર્ગમાં પરણેલા છે, તેમણે ભોજન વ્યવહાર પણ રાખેલો છે, અને વળી પોતાના વર્ગને તજીને બીજામાં ગએલા છે. બધા વર્ગોમાં વળી ઘણા જોરાવર અને માન મેળવનાર ક્ષત્રીઓ હોય એમ દેખાય છે. આમાંના કેટલાકે મહાન રાજ્યો સ્થાપ્યાં હતાં. તેમની રાજધાનીઓ ઘણે ભાગે હાલ તદ્દન અદૃશ્ય થઈ છે, તેથી તે કઈ જગાએ હતી તે પણ આપણે ચોક્કસ જાણતા નથી. આ યુગ આટલો બધો રસ ઉત્પન્ન કરનારો છે, તેનું કારણ આ રાજ્યોની ચડતી પડતી નથી; પરંતુ ધાર્મિક હીલચાલો તથા તે વખતના આધ્યાત્મિક જીવનને લીધે આ યુગની હકીકતમાં આનંદ પડે છે. ઋગ્વેદના કવિઓએ આત્મા સંબંધી પ્રશ્નો ઉઠાવ્યા હતા, તથા વર્ષો વીતતાં ગયાં તેમ તેમ હિંદુસ્તાનના ઋષિઓ આ પ્રશ્નોના ઉત્તરમાં ઉંડા ને ઉંડા ઉતરતા ગયા હતા તે આપણે જોઈ ગયા છીએ. બુદ્ધની પહેલાંના સમયમાં આ પ્રશ્નોના ઉપર ઘણું ધ્યાન આપવામાં આવતું હતું. એક બીજાને મળી, અને વાદવિવાદ ચલાવી, સ્થળે સ્થળે ફરનાર ઋષિઓ અને વિદ્વાનો ઉત્તર હિંદમાં પુષ્કળ થયા હતા. તેમાંના કેટલાક બ્રાહ્મણો હતા, પણ ઘણી મોટી સંખ્યા જનસમાજના બીજા વર્ગોમાંની પણ હતી.

૩. જનસમાજની આવી સ્થિતિ હતી તે વખતે કપિલવસ્તુ નામના શહેરમાં ગૌતમ સિદ્ધાર્થનો જન્મ થયો હતો. તેનો

પિતા ક્ષત્રિય હતો અને **શાક્ય** જાતના લોકોનો સરદાર હતો. એ જાત વિષે આપણે કંઈ જાણતા નથી, માત્ર એટલુંજ જાણીએ છીએ કે તે જાત ઘણે ભાગે **આર્ય** પ્રજા ન હતી. **બુદ્ધનું જીવન** તો આપણને બહુ સારી રીતે જાણીતું છે. ઉમદા રાજ્યદરબારની બધી જાહોજલાલીમાં તે ઉછર્યો હતો. તેના પિતાનું મકાન એક પત્થરનો બાંધેલો રાજમહેલ* હતો. તેની તહેનાતમાં ઘણા ગુલામો તથા ખીજમતદારો હતા. જંગલમાંથી શિકાર પકડીને શિકારીઓ રોજ સવારે આવતા. ઝવેરીઓ સુવર્ણજડિત રત્નો લાવતા. ફૂલના વેપારીઓ વેચવા સારૂ બનાવેલા હાર રજુ કરતા. પૈસાથી ખરીદ કરી શકાય એવી દરેક મજા તે રાજકુંવરને મળતી. ઓગણીસ વર્ષની ઉંમરે પોતાના એક પિતરાઈની કુંવરી સાથે તેનું લગ્ન થયું, અને તેણે કેટલાંક વર્ષ સુધી માણસને મોજમઝાથી જે સુખ મળી શકે તે બધું ભોગવ્યું હતું, એમ માની શકાય છે.

૪. આમ છતાં સમય બદલાયો. પોતાની આસપાસ બધે માણસો જે મહાન પ્રશ્નોના વિચાર કરી રહ્યા હતા તે તેને કાને પડ્યા, અને લોકો તેના જવાબ કેવી રીતે આપતા હતા તે તરફ પોતાનું ધ્યાન ખેંચાયું. તેનો પોતાનો ધર્મ શો હતો તેની આપણને ખબર નથી, પણ એટલું તો જાણીએ છીએ કે એક બાજુએ તેણે બ્રાહ્મણ ધર્મગુરુઓને યજ્ઞો વિધિપૂર્વક કરતા જોયા, તો બીજી બાજુએ દેહકષ્ટ એટલે તપથી મોક્ષની આશા રાખનારા યોગીઓ તેની નજરે પડ્યા. તપની આ શ્રદ્ધા લોકોમાં પહેલી ક્યાંથી જાગી તે આપણે જાણતા નથી; તે વિષે **ઋગ્**વેદમાં કંઈ નથી. પરંતુ **ઋગ્**વેદનો ગ્રન્થ હિંદુઓની જાણમાં આવ્યો તે પહેલાં હિંદુઓમાં **તપ**વિષેના વિચારો ચાલતા હોવા જોઈએ.

* હિંદુસ્તાનના વાયવ્ય ભાગના **આર્યોને** પત્થરનાં મકાનો ન હતાં.

આ નાશવંત જીવનનાં દુઃખ અને ક્લેશમાંથી મુક્ત થઈ ઉંચી સ્થિતિએ પહોંચવા તપ કરનારા ઘણા યોગીઓ ગૌતમે પોતાના દેશમાં જોયા હતા એમ તો નક્કી છે. ગૌતમના મહેલમાં પણ કદાચ દુઃખ તથા દીલગીરી હશે, પણ તે પોતાના ઉપર આવી પડેલા કોઈ દુઃખમાંથી છુટવા સારૂ મહેલ છોડી ચાલી ગયો ન હતો. મનુષ્યના નસીબમાં જે દુઃખ સામાન્ય રીતે સરજેલું છે તે દુઃખથી જગતને પિડાતું જોઈને તેને આમ કરવું પડયું. દુઃખ ટાળવાને યોગીઓ જે ઇલાજ લેતા તે તેણે પહેલો અજમાવ્યો. માત્ર ત્યાગથી આધ્યાત્મિક શાન્તિ મળતી નથી એવું જ્ઞાન અનુભવથી મળતાં સુધીનાં ૭ વર્ષ તેણે ગયા નજદીક—બનારસ નજદીક—ગાળ્યાં. ધ્યાનમાં વધારે ને વધારે ઉંડો ઉતર્યો, એટલે છેવટે જે ઉપાયની શોધ કરતો હતો તે તેને જડી આવ્યો, અને બીજા માણસોને તેનો ઉપદેશ કરવા તૈયાર થયો. પોતાને હાથે તેણે કોઈ ગ્રન્થ લખ્યો નથી. તે બીજાને ઉપદેશ કરતો અને બીજા અનુકરણ કરે એવું જીવન ગાળતો. તેના ઉપદેશ તથા અનુકરણ કરવા લાયક જીવનથી દેશના બીજા લોકો તેની તરફ દોરાયા. એંસી વર્ષની ઉંમરે તે મૃત્યુ પામ્યો ત્યારે તેના અનુયાયીઓ હિંદુસ્તાન તથા જગતમાં બધે તેનો બોધ ફેલાવવા તેની માફક ફરતા હતા.

૫. તેનું મૃત્યુ કપિલવસ્તુની પાસેના ગામમાં થયું હતું. તેના શરીરને બાળવામાં આવ્યું હતું અને તેનાં અસ્થિ (હાડકાં) તેના અનુયાયીઓએ શેષ (યાદગીરી) તરીકે વહેંચી લીધાં હતાં. તે હાડકાંને તેઓ જમીનમાં દાટી તે ઉપર સ્તૂપો અથવા ધાતુગર્ભો બનાવતા, અને તેમાંનાં કેટલાંક હાલ પણ જોવામાં આવે છે.

૬. ગૌતમે શા વિષે ઉપદેશ કર્યો હતો ?



સાંચી સ્તૂપ.



બુદ્ધની ચીતાભસ્મનું વાસણ.

(૧) મનુષ્યે પોતાના બધા વિચારો સારી જિંદગી ગાળવા તરફ રોકવા જોઇએ. પરમેશ્વર કે દેવો છે કે નહિ તે બાબત આપણે જાતે માથાકૂટ કરવાની જરૂર નથી. ધાર્મિક ક્રિયાઓથી કંટાળો ઉપજે છે, અને વખત નકામો બગડે છે.

(૨) સારા જીવનનો અર્થ તપ આચરવું એમ નથી, પરંતુ બીજા તરફ પૂજ્યભાવ દર્શાવનારા જીવનને સારૂં જીવન કહે છે. પાપ દરેક સ્વાર્થી ઇચ્છામાંથી ઉત્પન્ન થાય છે. તેને જડ-મૂળથી ઉખેડશો તો તમને જણાશે કે તમે ઇચ્છાઓથી મુક્ત થાઓ છો એટલુંજ નહિ પણ તેનાથી ઉત્પન્ન થતી પીડા પણ દૂર થાય છે. પછી તમે દરેક જાતનાં દુ:ખમાંથી છૂટશો: પૂર્ણ જ્ઞાન એટલે બુદ્ધિ ખીલશે અને તમને શાન્તિ એટલે નિર્વાણ મળશે. આવી સ્થિતિએ પહોંચવું એટલે આપણા સિવાયની બીજી દુનીઆમાં (પરલોકમાં) જવું એમ સમજવાનું નથી. પણ મનની અમુક જાતની એટલે કે આધ્યાત્મિક સ્થિતિ એજ નિર્વાણ છે.

(૩) આપણે જે આ જગતમાં વસીએ છીએ તે એટલી બધી લાલચોથી ભરેલું છે, કે ડાહ્યા પુરુષોએ તેને તરત તજી દેવું: અને બૌદ્ધ મત મુજબ જ્યાં જીવન ગાળી શકાય તેવા સ્થળે એટલેકે બૌદ્ધ વિહારો (મઠો) માં નિવાસ કરી રહેવું. આ મઠ બુદ્ધે (સ્ત્રી પુરુષ બન્નેને વાસ્તે) સ્થાપ્યા, અને સાધુઓએ કેવા કપડાં પહેરવાં તથા શું ખાવું તેના નિયમો પણ બનાવ્યા. નાતનો ભેદ તેણે તદ્દન કાઢી નાખ્યો. તેમજ એક માણસે બીજા માણસને અપવિત્ર ગણવો એમ તે માનતો નહિ.

૭. બુદ્ધના નિયમોમાં એક નિયમ **અહિંસા** એટલે પ્રાણીજીવન બચાવવાનો હતો. આ વિચાર પ્રથમ બુદ્ધને સૂઝયો, કે હિંદુસ્તાનના જુના કાળના ઋષિઓ પાસેથી તે શીખ્યો હતો તેની આપણને ખબર નથી. પરંતુ તેના સમય પછી ઘણા હિંદીઓ પોતે બૌદ્ધધર્મી હોય કે ન હોય તોપણ આ મત માનતા થયા. આર્યોના દિવસોમાં ચાલતા હિંસાવાળા યજ્ઞોનો અંત આવ્યો.

---

૮. બુદ્ધના જીવનની હકીકત તેના મૃત્યુ પછી કેટલાક સૈકા સુધી કોઈએ એકઠી કરી નહિ, પણ એટલી તો ખાતરી છે કે તેના શિષ્યોએ જાળવી રાખેલી તેની વાર્તાઓ સત્ય હકીકતવાળી છે. વાર્તાઓમાંથી બુદ્ધનું જીવનચરિત્ર રચાયું છે.

૯. નેપાળની સરહદથી ૭ મૈલ દૂર એક સ્તૂપ આવેલો છે જેમાં ખરેખર બુદ્ધ દેવનાં કેટલાંક શેષ (હાડકાં) હતાં. તે સ્તૂપ શાકય નામના તેના સગાઓએ બંધાવ્યો હતો. તે જાળવેલાં હાડકાં તથા સ્તૂપમાંથી જડી આવેલો શિલાલેખ બન્ને કલકત્તાના "ઇન્ડિઅન મ્યુઝિઅમ" (હિંદની વસ્તુઓનું સંગ્રહસ્થાન) માં મૂકયાં છે. હિંદુસ્તાનમાં જડી આવેલા શિલાલેખોમાં આ સૌથી જુનો છે, અને વિદ્વાનો હજી તે ઉકેલી શકયા નથી.

૧૦. વેદના કાળમાં થતા તેવા યજ્ઞો હજી પણ હિંદુઓ મહાન પ્રસંગે કરે છે. જો કે હાલ પ્રાણીહિંસા થતી નથી. કાલી નામની દેવી જેવી બીજી દેવી શકિતઓના માનમાં થતા યજ્ઞોમાં હજી પશુવધ થાય છે, છતાં આ યજ્ઞો આર્યોએ શરૂ કર્યા નથી. હિંદુસ્તાનના જુના સમયના વતનીઓએ તે શોધ્યા છે, અને તે સમયથી માંડી અત્યાર સુધી યજ્ઞોનો રિવાજ જારી રહ્યો છે.

૧૧. હિંદુસ્તાનમાં નજરે પડતા દરેક સ્તૂપમાં બુદ્ધનાં હાડકાં રૂપી શેષ હોય છે એમ આપણે ધારવું નહિ. કેટલાકમાં બીજા બૌદ્ધ સાધુઓનાં શેષો મૂકેલાં છે. તો બીજા ઘણા સ્તૂપો પવિત્ર સ્થળોએ બાંધ્યા છે, અને તેમાં બીલકુલ શેષ મૂકયાં નથી.

## પ્રકરણ પાંચમું.

## બૌદ્ધ રાજાઓ.

૧. અત્યાર સુધી આપણે જે હકીકત જાણી છે, તે પ્રમાણે બૌદ્ધમત એક ધર્મ હતો. તેને રાજ્યના અમલ સાથે કંઈ સંબંધ ન હતો. ખરો બૌદ્ધસાધુ પીળો ઝભ્ભો પહેરતો, એકાંતવાસ કરતો, અને ગુજરાન સારૂ મુઠી ચોખા ઉઘરાવી લેતો. આ સિવાય તેને દુનીઆમાં કંઈ લાલસા હતી નહિ. આમ છતાં હિંદુસ્તાનના સૌથી મોટા રાજાઓમાંના કેટલાક બૌદ્ધ ધર્મ પાળતા થયા, અને તે ધર્મે તેમની રાજ્યપદ્ધતિને પણ અસર કરી.

૨. જે રાજાઓ વિષે વર્ણન કરીએ છીએ તેમાં પહેલા મગધ દેશના મૌર્ય વંશના રાજાઓ હતા. હાલ જે પ્રાંતને બિહાર તરીકે ઓળખીએ છીએ તેને પહેલાં મગધ પ્રાંત કહેતા, અને બુદ્ધના જન્મ પહેલાંથીજ તે દેશ એક જુદા રાજ્ય તરીકે ગણાતો હતો. તેનો પહેલો મોટો રાજા તો ચંદ્રગુપ્ત હતો. તે જોરાવર લડવૈયો હતો, અને ઘોડેસ્વાર, પાયદલ, તથા હાથીના સૈન્યનો ઉપરી હતો. તેણે ઈશાન કોણનો ભાગ તેમજ વાયવ્ય કોણનો સિંધુ નદી સુધીનો ભાગ જીત્યો હતો. વળી તેણે ગ્રીક લોકોને હાંકી કાઢ્યા, અને હિંદુસ્તાનમાં દરેક સ્થળે તેમજ કદાચ અફઘાનિસ્તાનમાં પણ હિંદી રાજ્ય સ્થાપ્યું.

ઈ. સ. પૂર્વે ૩૨૧ થી ૨૯૭ સુધી રાજ્ય કર્યું.

ઈ. સ. પૂર્વે ૨૬૯ થી ૨૨૭સુધી રાજ્ય કર્યું.

૩. તેનો પૌત્ર અશોક તેના કરતાં પણ વધારે મહાન પુરુષ હતો. તેના દાદાની માફક તે લડાઈમાં નામાંકિત થયો, અને ગોદાવરી નદીની દક્ષિણ સુધી કલિંગ દેશ એટલે હાલનો ઓરિસા તેણે જીત્યો હતો. લડાઈ સાથે જે અણધાર્યો ત્રાસ જોડાએલો હોય છે, તેની શરૂઆત અશોકની જીત સાથે થઈ. પોતે ઉજ્જડ કરેલા દેશોનું દુઃખ જોયું, અને તેની સાથે બુદ્ધનો ઉપદેશ સાંભળ્યો. તેણે તે બોધ સ્વીકાર્યો, અને જગતમાં બધે તે ફેલાવવામાં તેણે બાકીનું જીવન ગાળ્યું.

૪. અશોકના મરણ પછી હજાર વર્ષ સુધી તેનું જીવનચરિત્ર કોઈએ લખ્યું નથી, તોપણ તેના પોતાના શિલાલેખોમાંથી આપણે તેના વિષે ઘણું જાણીએ છીએ. તેના રાજ્યમાં પેશાવરથી ગીરનાર સુધી, અને ગીરનારથી પુરી સુધી, તેના હુકમથી કોતરેલા શિલાલેખો-વાળી ખડકો માલમ પડે છે.

૫. આ શિલાલેખોમાં તેણે પિયદશી (સં:—પ્રિયદર્શી) "દેવોનો માનીતો" એવું પોતાનું નામ રાખ્યું છે, અને તેમાં વર્ણવે છે કેઃ—

(૧) રસ્તાઓ બંધાવી, કુવા ખોદાવી, ઝાડો રોપાવી, તેમજ બૌદ્ધ નિયમો લોકને શીખવવા અમલદારો નીમી પોતે કેવી રીતે રાજ્ય ચલાવતો;

(૨) માણસની માણસ પ્રત્યેની ફરજ, સત્ય, ઉદારતા, અને માયા બતાવવાની છે; તેમજ પોતે પ્રાણીઓનું રક્ષણ કરવું ભૂલતો નહિ, તથા તેમની હિંસા થવા દેતો નહિ, એ પણ એમાં લખેલું છે.

૬. અશોકે ખરેખર ઘણાં મકાનો બંધાવ્યાં છે. કેમકે તેના વખતમાં પત્થરનાં મકાન બંધાવવાની કળા આગળ વધતી જતી હતી, પણ તેના સમયનું એકે મકાન અત્યારે હયાત નથી. સાંચી શહેરમાં



અશોકના કોતરેલા શિલાલેખોવાળી ખડક.



ચંદ્રગુપ્તની રાજધાની પાટલીપૂત્ર (પટના)ના ખંડેરો.

એક સ્તૂપ છે. તેની આસપાસ એક કઠેરો છે. માત્ર એ કઠેરો બંધાવવામાં તેણે કદાચ મદદ કરી હશે. પરંતુ આ સ્તૂપ અહીં કેમ બાંધ્યો હશે તે આપણે જાણતા નથી.

૭. હિંદુસ્તાનની બહારના દેશોમાં તેણે ઘણા ઉપદેશકો મોકલ્યા હતા. તેમાંનો એક સિલોનમાં બૌદ્ધ ધર્મ દાખલ કરનારો તેનો પોતાનો ભાઈ * હતો.

૮. અશોકના મરણ પછીથી મૌર્ય વંશના રાજ્યનો ઘણો થોડો ઇતિહાસ કાને પડે છે. દૂરના પશ્ચિમ તરફના દેશોના ગ્રીક રાજાઓ સાથે ઘણા વિગ્રહ થતા, તેવીજ રીતે દક્ષિણ ભાગના હિંદીઓ સાથે પણ લડાઈઓ થઈ હતી. કેટલીક પેઢીઓ પછી મૌર્ય રાજ્ય તદ્દન જતું રહ્યું. શુમારે ઈ. સ. પૂર્વે ૧૦૦.

---

૯. મૌર્ય શબ્દનો મૂળ અર્થ હજી જડ્યો નથી. તે શબ્દ ચંદ્રગુપ્તની માના નામ ઉપરથી બનેલો કહેવાય છે. કેટલાક લોકના માનવા પ્રમાણે તો તે ખરેખર ફારસી ભાષાનો શબ્દ છે, અને મૌર્ય રાજાઓ ઇરાનમાંથી આવ્યા હતા એમ જણાય છે. હાલ (૧૯૧૫ માં) ચંદ્રગુપ્તની રાજધાની પાટલીપુત્ર (પટના) ના ખંડેરો ખોદાય છે, અને તપાસ કરતાં માલમ પડે છે કે તેમાંનાં ઘણાંની બાંધણી જુના સમયના ઇરાની લોકના મકાનને મળતી હતી.

૧૦. ચંદ્રગુપ્ત પહેલોજ હિંદુ રાજા છે, કે જેને વિષે કંઈ પણ સાચો ઇતિહાસ મળી આવે છે. તેની કચેરીમાં ઘણાં વર્ષો સુધી જે એક ગ્રીક એલચી રહ્યો હતો તેણે તે લખ્યો છે.

---

* મહેન્દ્ર.

## પ્રકરણ છઠ્ઠું.

## શક લોકો.

## બૌદ્ધ ધર્મનો અંત.

૧. **શક લોકો કોણ હતા?** આ સવાલનો જવાબ આપતા પહેલાં ક્ષણવાર આપણે **આર્ય** લોકોનો શરૂઆતનો સમય તપાસીએ તો માલમ પડશે કે **મધ્ય એશિઆના** બધા લોકોને **આર્યો** **તુરેનીઅન** કહેતા. આ લોકો બધા એકજ જાતના હતા, અથવા તો એકજ ભાષા બોલતા એમ બીલકુલ સાબીત થતું નથી. તે બધાને **આર્યો** ચહાતા નહિ, અને તેમને બધાને એકસરખા ગણતા. તેમ છતાં આજે આપણને માલમ પડે છે કે આ લોકો દેખાવમાં, બોલીમાં, અને રીતરિવાજમાં એક બીજાથી ખરેખર બહુ જુદા હતા. તેમાંના કેટલાક ફીકા ચહેરાવાળા હતા — કદાચ ગોરા પણ હશે; બીજા કેટલાક પીળા અથવા આછા ઘઉંવર્ણા હતા. કેટલાકના ચહેરા **આર્યોના** જેવા હતા, તો બીજા કેટલાકના **મોંગોલ** લોકોના જેવા હતા. તેમની ભાષાઓ વિષે આપણે કંઈ જાણતા નથી. પિત્રીઓને તેઓ કેટલીક વખત પૂજતા, તેમ કેટલીક વખત પૃથ્વી કે આકાશના સત્વોને પૂજવામાં પોતાનો ધર્મ માનતા.

૨. પશ્ચિમ તરફ ઘણે દૂર રહેનારા **શક** લોકો આકારમાં **આર્યોને** ઘણા મળતા હતા, તો પૂર્વ તરફના લોકો **મોંગોલ** જાતને ઘણા મળતા હતા. આ પશ્ચિમમાં રહેતી પ્રજાઓમાંની **શક** નામની એક પ્રજાએ હિંદુસ્તાન ઉપર હુમલો કર્યો હતો. અફઘાનિસ્તાનમાં થઈ **ખૈબર** ઘાટ અને બીજી ખીણો ઓળંગીને તેઓ આવ્યા હતા. **બેકિટ્રઆના**

**ઈ. સ. પૂર્વે ૧૨૫.**



કનિષ્ક.

ગ્રીક રાજાઓનો તેમણે નાશ કર્યો, અને ચારસો વર્ષ સુધી પંજાબથી ગુજરાત સુધી પશ્ચિમ હિંદુસ્તાનના લગભગ બધા ભાગમાં તેમણે રાજ્ય કર્યું. તેમના વિષે આપણને ઘણી થોડી હકીકત મળે છે, કેમકે કંઈ પણ જાતનાં લખાણો તેઓ મૂકતા ગયા નથી. તેમજ તેમને લગતા સિક્કા તથા શિલાલેખો બહુ જૂજ જડે છે. ચીન દેશના ઇતિહાસકારોએ લખેલી હકીકતથી આપણને માલમ પડે છે કે આ લોકો મોંગોલ જાતના ન હતા. કેટલેક અંશે તેઓ હાલના સમયના તુર્ક લોકોને કંઈક મળતા હતા. તેઓ આકૃતિમાં આર્યો જેવા, ચહેરે સહેજ ભુરા, અને ગુલાબી ગાલ, તથા માંજરી આંખવાળા હતા. તેમનો સૌથી મોટો રાજા કનિષ્ક હતો, જે પોતાની કચેરી પેશાવરમાં ઈ.સ.૭૮. ભરતો. હાલના અફઘાનિસ્તાન, કાશ્મીર અને તુર્કસ્તાનમાં જે ઉજ્જડ પર્વતો આવેલા છે તે ભાગ ઉપર તેનો અમલ હતો.

૩. કનિષ્કે પોતાનો ધર્મ એક કરતાં વધારે વાર બદલ્યો હતો, પણ છેવટે તો તે બૌદ્ધધર્મી થયો. બીજા ઘણા શક લોકો બૌદ્ધ થયા, અને તેમણે બૌદ્ધ સાધુઓને વાસ્તે ઘણાં મકાનો બંધાવ્યાં બુદ્ધના ઉપદેશો ખરી રીતે તેઓ સમજતા હતા કે નહિ, તે શકભરેલું છે; પણ એટલું તો ચોક્કસ છે કે તેમના વખતમાં તે ધર્મમાં ઘણા ફેરફાર થયા. બુદ્ધ મોટો ઉપદેશક હતો એ વાત લોકો ભૂલી ગયા, અને તેને દેવ રૂપે માનવાલાગ્યા; તથા પૂજા અને પ્રાર્થનાથી તેને ભજતા થયા. તે ઉપરાંત તેના જેવા બીજા ઘણાને તેઓ પૂજવા લાગ્યા, અને પૂજા ખાતર આ બધા બુદ્ધોની મૂર્તિઓ બનાવી. બુદ્ધનો દેખાવ કેવો હતો તે વિષે આ મૂર્ત્તિઓ આપણને કંઈ પણ ખ્યાલ આપે છે એવું માની શકાય એમ નથી, કેમકે બુદ્ધના મરણ પછી સેંકડો વર્ષ સુધી તેની પહેલી મૂર્ત્તિ બનાવવામાં આવી ન હતી. પરંતુ લોકોનો તેને વિષે શો

ખ્યાલ હતો તે આ મૂર્તિઓ ઉપરથી જણાય છે. તેનો ચહેરો હમેશાં ઘણો શાન્ત દેખાય છે, અને કેટલીક વખત પોતાના ઉપાસકોને ઉત્તેજન આપતો હોય એમ સહેજ હસતો માલમ પડે છે.

૪. કેટલાક લોકોનું માનવું એવું છે કે યાહુદી ગુરુ ક્રાઇસ્ટના મરણ પછી થોડા વખતમાં તેની પૂજા હિંદુસ્તાનમાં દાખલ થઇ હતી, તે પૂજા ઉપરથી બુદ્ધની પૂજા સુચવાઈ હશે. ક્રાઇસ્ટની ભક્તિ પહેલવહેલી કોણે દાખલ કરી તે માલમ નથી; પણ પશ્ચિમ હિંદુસ્તાનના ઘણા લોકો તે પંથમાં ભળ્યા, અને તે વખતનું બાંધેલું એક દેવળ હજી પણ ત્રાવણકોરમાં હયાત છે. તે ધર્મના પવિત્ર ગ્રન્થોની ભાષા સિરિઅન છે, તેથી એમ સંભવિત લાગે છે કે બૌદ્ધો ખ્રિસ્તિઓને મળ્યા હશે, અને બૌદ્ધ ધર્મનો ફેરફાર આને લીધે થયો હશે.

૫. નવા બૌદ્ધ ધર્મનો નિર્ણય કનિષ્કે એક સભા ભરી કરાવ્યો હતો, અને તેના ઉપદેશકો મધ્ય એશિઆમાં પુષ્કળ ફર્યા હતા. ચીન અને જાપાન બધે તેમણે મુસાફરી કરી હતી, અને તે દેશો મોટે ભાગે બૌદ્ધ મત પાળતા થયા. બુદ્ધે ઉપદેશેલો જુનો બૌદ્ધ ધર્મ સિલોન, બ્રહ્મદેશ અને સિઆમમાં જારી રહ્યો, અને તે અત્યારે પણ એ દેશોનો મુખ્ય ધર્મ છે.

શુમારે ઈ. સ. ૫૦૦. ૬. હિંદુસ્તાનમાં તો જુનો કે નવો બન્ને જાતનો બૌદ્ધ ધર્મ તદ્દન લય પામ્યો. આ ઘણું નવાઈ જેવું છે, અને તેનો જરા પણ ખુલાસો આપી શકાતો નથી. આપણે યાદ રાખવું જોઈએ કે પ્રખ્યાત બૌદ્ધ રાજાઓ અને ઘણા બૌદ્ધ સાધુઓ થઈ ગયા છે; આમ છતાં લોકો ઘણે ભાગે બૌદ્ધ ધર્મી થયા ન હતા. લોકો હિંદુસ્તાનના જુના દેવોને પૂજતા હતા, જુની ક્રિયાઓ તેમણે જારી રાખી હતી, અને જુનાં ધાર્મિક કાવ્યો જાળવી રાખનારા તથા ધાર્મિક ક્રિયા સમજનારા બ્રાહ્મણો

ઉપર તેમનો વધારે ને વધારે વિશ્વાસ બેસતો ગયો : આથી લોકો બૌદ્ધ સાધુઓના પંથમાં દાખલ થતા બંધ પડ્યા, અને બૌદ્ધ ધર્મ ભૂલી જવા લાગ્યા એમ ધારી શકાય.

૭. તોપણ આ એક નહિ સમજી શકાય એવી બીના છે. નવાઈ જેવું એ છે કે બૌદ્ધ ધર્મ નષ્ટ થયો તેમ છતાં જૈન ધર્મ જારી રહ્યો. બૌદ્ધની માફક જૈનો પણ મહાવીરે સ્થાપેલા એક પંથના છે. આ મહાવીર ગૌતમની માફક એક ક્ષત્રિય હતા, અને હિંદુસ્તાનના જે ભાગમાં ગૌતમનો જન્મ થયો હતો તે ભાગમાં એટલે ઉત્તર બંગાળામાં જન્મ્યા હતા. ગૌતમની માફક તેમણે પણ આ જીવન જે મરણને વશ છે તેના દુ:ખમાંથી બચવાનો માર્ગ શોધવા પ્રયત્ન કર્યો, પણ દુ:ખ દૂર કરવાનો ઉપાય વધારે ભાગે દુ:ખ સહન કરવામાં છે એમ તેમને લાગ્યું. તેમના અનુયાયીઓ બૌદ્ધોથી જુદા પડી હિંદુઓએ સ્વીકારેલું તપનું વ્રત આચરતા થયા. હિંદુઓની માફક તેઓ પણ પરમેશ્વરને દુનીઆના દેવ તથા નિયંતા તરીકે માનતા, અને હિંદુઓથી જુદા પડી તેઓએ વેદ તથા વર્ણાચારનો ત્યાગ કર્યો.

શુમારે ઈ. સ. પૂર્વે ૬૦૦.

૮. જૈનો હિંદુસ્તાનમાં બધે ફેલાયા. કેટલાક જૈન રાજાઓ પણ થઈ ગયા, જોકે તેમાંનો એક પણ આ પુસ્તકમાં વર્ણન કરવા જેટલો પ્રખ્યાત થયો નથી. તેમની મંડળીમાં વિદ્વાનોની સંખ્યા ઘણી હતી. તેઓએ પુસ્તકો ઘણાં લખ્યાં છે. કોઈક દિવસ તે તપાસવામાં આવશે, ત્યારે તેમાંથી હિંદુસ્તાનના ઇતિહાસના અંધારાના સમય વિષે ઘણું શીખવાની આશા છે.

---

૯. શક લોકોને કેટલીક વખત સિથિઅન નામ આપવામાં આવે છે. મધ્ય એશિઆના દરેક જાતના લોકોને ગ્રીકોએ આ નામ આપ્યું હતું. કદાચ આ શબ્દ તથા સિથિઅન શબ્દ એકજ છે એમ મનાતું

હશે, પરંતુ તે વિષે ખાતરી નથી; અને હિંદુસ્તાનનો ઇતિહાસ લખવામાં સિથિઅન શબ્દ વાપરવાની બીલકુલ જરૂર નથી.

૧૦. આ ઉપરાંત શક શબ્દ અને શાક્ય શબ્દ (બુદ્ધની જાતનું નામ) બંને એકજ શબ્દો છે કે નહિ તે આપણે જાણુતા નથી. ઘણે ભાગે તેમ નથી.

## પ્રકરણ સાતમું.

## ગુપ્ત વંશના રાજાઓનું રાજ્ય.

### મધ્ય યુગના સમયનો હિંદુઓનો સુધારો.

ઈ. સ. ૩૧૯ થી ૪૭૦ સુધી. ૧. બૌદ્ધ રાજ્યના મધ્ય ભાગની પાસે અયોધ્યામાં હિંદુ રાજ્યોમાં સૌથી મોટું એક ગુપ્ત વંશનું રાજ્ય પાંચસો વર્ષ પછી શરૂ થયું. તેનો પહેલો રાજા સમુદ્રગુપ્ત હતો. તે પોતે લડવૈયો હતો, અને દક્ષિણ

ઈ. સ. ૩૨૬ થી ૩૭૫ સુધી. હિંદુસ્તાનના વતની સામે તેની સરદારી નીચે તેના લશ્કરે ફતેહ મેળવી હતી. હાલ જેને મદ્રાસ ઇલાકો કહીએ છીએ તે પ્રદેશમાંના ભાગો સુધી દક્ષિણ તરફ તેણે કૂચ કરી હતી. દક્ષિણના લોકોનો મોટો ખજાનો તેણે લૂટી લીધો. તે ખજાનો લઈને મ્હેસુર તથા દખ્ખણના પ્રદેશોમાં થઈ તે પાછો ફર્યો હતો. આ રાજાની હકીકતની માહીતી આપનારા ઘણા સિક્કાઓ તથા શિલાલેખો છે; પરંતુ તેનો ઇતિહાસ લખવાનું કોઈને સૂઝયું નથી.

ઈ. સ. ૩૭૫ થી ૪૧૩ સુધી. ૨. તેની પછી બીજો ચંદ્રગુપ્ત ગાદીએ બેઠો. તેણે વિક્રમાદિત્ય એટલે પરાક્રમનો સૂર્ય એવું નામ ધારણ કર્યું. તે પણ જીત મેળવનાર લડવૈયો હતો, અને તેનું રાજ્ય પશ્ચિમ હિંદુસ્તાનના દેશો ઉપર ગુજરાત સુધી પ્રસરેલું હતું. તેની પછી બીજા ગુપ્ત રાજાઓ ગાદીએ

આવ્યા, પણ તેમની સત્તા હૂન નામના લોકોના હુમલાઓથી નબળી પડી. શુમારે ઈ. સ. ૪૬૫.
આ લોકોના ચહેરા મધ્ય એશિઆમાંથી હિંદુસ્તાનમાં દાખલ થનારા મોંગોલ જાતના લોકોના ચહેરા જેવા હતા. તે લોક પંજાબ ઉપર ફરી વળ્યા, અને તે દેશને મધ્ય એશિઆમાં બધે ફેલાઈ રહેલા હૂન રાજ્યનો એક પ્રાંત બનાવ્યો. પરંતુ આ લોકની સત્તા લાંબો સમય ટકી નહિ, કેમકે તેઓ જોકે વિકાળ તેમજ સંખ્યામાં પુષ્કળ હતા છતાં તદ્દન જંગલી લોક હતા. હિંદુઓએ તેમને હરાવ્યા. તેઓ કેમ હાર્યા તેની ખબર નથી, પરંતુ હૂન લોકો પોતાનું રાજ્ય ખોઈ બેઠા, અને ફરી એક વાર હર્ષ નામના રાજાના અમલવાળું હિંદુ રાજ્ય ઈ. સ. ૬૦૬ થી ૬૪૮ સુધી.
સ્થપાયું. હર્ષ પહેલોજ હિંદુ રાજા છે કે જેના વિષેનો ઇતિહાસ તેના દેશમાંનાજ એક માણસે લખેલો છે. તેની રાજધાની કનોજમાં હતી. તે બળવાન યોદ્ધો હતો, અને તેણે પંજાબથી બંગાળા સુધીનો ઉત્તર હિંદુસ્તાનનો ભાગ જીત્યો હતો. તેમ છતાં તેના મરણ પછી હિંદુ રાજ્ય પડી ભાગ્યું; હિંદુસ્તાનમાં ફરી બીજું એક મહાન હિંદુ રાજ્ય થયું નથી; દેશમાં ઘણા રાજાઓ ઉત્પન્ન થયા. આમાંના કેટલાક પોતે હિંદુસ્તાનના જે ભાગમાં રહેતા તે ભાગોના સત્તાધીશ થયા. ઘણાક તો નાનાં રાજ્યો ઉપર થોડી સત્તા ધરાવનાર હાકેમો થયા હતા.

૩. ગુપ્ત વંશના રાજાઓનો સમય હિંદુ ધર્મનો સુવર્ણયુગ કહેવાય છે, કેમકે તેમના વખતમાં હિંદુઓ પોતાની મરજી મુજબ શાંતિથી એકઠા રહેતા. ઘણા મહાન હિંદુઓ પણ આ યુગમાં જન્મ્યા છે. તે યુગ કેવો હતો તે વિષે આપણે તદ્દન અજાણ્યા નથી, કારણ કે કેટલાક **ચીન**ના યાત્રાળુઓ હિંદુસ્તાનમાં આવ્યા હતા, અને તેને લગતો અહેવાલ તેમણે લખ્યો છે. તે મુસાફરો બૌદ્ધ ધર્મના હતા, અને બૌદ્ધ ધર્મનાં પવિત્ર સ્થાનોની યાત્રાએ આવ્યા હતા.

૪. હાલની માફક તે વખતે ઘણા લોકો ગામડાંમાં રહેતા. તે ગામડાં ઉપર મુખ્યત્વે કરીને ગામલોકની બનેલી સભાઓ અમલ ચલાવતી. નાતની સંસ્થા પુર જોસમાં હતી. આપણે અગાઉ કહી ગયા છીએ તેમ તે શી રીતે શરૂ થઈ તેની માહીતી ભાગ્યેજ મળે છે, પણ એમ ધારી શકાય કે હિંદુસ્તાન ઉપર જુદા જુદા હુમલો કરનારા-માંથી કોઈક પ્રકારે નાતોની શરૂઆત થઈ હશે. તેની સાથે એ વાત પણ ચોક્કસ છે કે આ હુમલો કરનાર લોકોએ આ દેશના વતનીઓ સાથે લગ્નવ્યવહાર પણ કર્યો હશે. જ્યારે બૌદ્ધધર્મ પાળનાર લોકોનો અંત આવ્યો ત્યારે સૌથી ઉંચી સત્તાવાળી સ્થિતિએ બ્રાહ્મણો હતા. એ બ્રાહ્મણો નાતોમાં પહેલે પદે મનાતા. તેમનીજ મદદથી ધાર્મિક ક્રિયાઓ થઈ શકતી ; તેમનેજ મંત્રોના પવિત્ર શબ્દોનું જ્ઞાન હતું ; અને તેમનેજ પવિત્ર ગ્રન્થોની જાણ હતી. આ ગ્રન્થોનાં નામ વેદ, ઉપનિષદ, વીરરસકાવ્યો અને પુરાણો છે, એ આપણે ક્યારના જાણી ગયા છીએ. બુદ્ધના સમય અગાઉ પણ હિંદુઓમાં વીરરસકાવ્યો તથા પુરાણો હતાં, તે આપણે જોઈ ગયા છીએ. આ કાવ્યોના શબ્દોમાં પણ વખતો વખત ફેરફાર થયા છે તે વાત ખરી છે, અને તે કાવ્યો હાલનાં સ્વરૂપવાળાં છેવટે ગુપ્ત રાજાઓના સમયમાં બન્યાં.

૫. આ કાવ્યો છેક આ રાજાઓના સમય સુધી પુસ્તકરૂપે કદી લખાયાં ન હતાં, તેથી આવા ફેરફાર કરવાનું કામ સહેલું હતું. બ્રાહ્મણો તે કાવ્યો વંશપરંપરા મોઢે કરતા. આમ કરવાનું કારણ લેખન કળાનું અજ્ઞાન ન હતું. ક્રાઇસ્ટના પહેલાં ઘણા સૈકા ઉપર બાબિલનના વેપારીઓ તે લેખનકળાનું જ્ઞાન પોતાની સાથે લેતા આવ્યા હતા, અને ઘણે ભાગે ત્યાર પછીથી દક્ષિણ હિંદના વેપારીઓ તેનો ઉપયોગ કરતા થયા હતા. લખવા સારૂ વપરાતું સૌથી પહેલું સાધન તાડનું પાંદડું હતું, અને પછી તરતજ તામ્રપટ અને પત્થર ઉપર

કોતરવાના લેખોનો ઉપયોગ થવા માંડયો. પવિત્ર ગ્રન્થોને લખી લેનાર લોકોમાં બૌદ્ધ ધર્મવાળા પહેલા હતા, અને પછી બ્રાહ્મણો તેમ કરતા થયા. પરંતુ ગ્રન્થ લખી લેવાનું કામ તેઓ ધીમે ધીમે કરતા હતા, કેમકે બ્રાહ્મણો સિવાય બીજા લોકો આ પવિત્ર કાવ્યોની માહીતી મેળવે એમ તેઓ ઇચ્છિતા નહિ, અને શુદ્રો તે ન વાંચે તે સારૂ ઘણા સખત નિયમો ધર્યા હતા.

૬. 'સંસ્કૃત' શબ્દ આજ સમયમાં વપરાવા લાગ્યો. તે શબ્દ સમજવા સારૂ સહેજ પાછળના વખત તરફ આપણે નજર કરવી જોઈએ, અને યાદ રાખવું જોઈએ કે :—

(૧) આર્યો પ્રથમ હિંદમાં આવ્યા ત્યારે તેમની ઋગ્વેદની ભાષા આ દેશમાં દાખલ થઈ.

(૨) આર્યોની આ ભાષા હિંદુસ્તાનમાં ફેલાઈ, અને જુના વખતના ઘણા હિંદીઓ તે બોલતા હતા. એથી ઉલટું હિંદુસ્તાનના જુના વતનીઓના ઘણા શબ્દો એમાં દાખલ થયા, અને આવી રીતે ઉત્તર હિંદના જુદા જુદા ભાગોમાં જુદી જુદી દેશી આર્યભાષાઓ શરૂ થઈ.

(૩) આજ તરેહની એક આર્યભાષામાં ધર્મનાં કાવ્યો લખાયાં, પણ તે ભાષા અઘરી હતી, અને માત્ર ધર્મગુરુઓ તેને પુરી સમજતા.

(૪) બૌદ્ધસાધુઓ હિંદુસ્તાનમાં બધે જે ભાષા બોલતા તેનું નામ પાલી હતું. તે એક આર્યભાષા હતી, અને તેમાં બૌદ્ધોનાં ધાર્મિક પુસ્તકો લખાયાં છે.

(૫) બ્રાહ્મણ પુરોહિતો ભાષાના પવિત્ર સ્વરૂપમાં હંમેશાં ફેરફાર કરતા રહ્યા, અને છેવટે તેને સંસ્કૃત કે 'શુદ્ધ કરેલી ભાષા' એવું નામ આપ્યું. આ ભાષા ગુપ્ત રાજાઓના

સમયમાં સંપૂર્ણ બની. ઋગ્વેદની ભાષાને કેટલીક વખત 'સંસ્કૃત' નામ આપવામાં આવે છે, પરંતુ તે શબ્દનો આ ઉપયોગ ખરો નથી.

( ૬ ) આર્યોની માતૃભાષાઓમાં હંમેશાં ફેરફાર થતા રહ્યા છે, અને સંસ્કૃત ભાષાની સાથે હંમેશાં આ ભાષાઓ પોતાનું સ્થાન જાળવી રહી છે. પણ ઘણા મોડા સમય સુધી આ ભાષાઓમાં કંઈ અગત્યનું લખાણ લખાયું ન હતું.

૭. સંસ્કૃત ભાષામાં લખાએલા મુખ્ય ગ્રન્થો કયા હતા? **વીરરસ** કાવ્યો અને **પુરાણો** વિષે કહી ગયા છીએ. આમાં **હિંદુ** નાટકોનો ઉમેરો કરવો જોઈએ. તેમાંનાં ઘણાં પ્રખ્યાત નાટકો કાળિદાસે રચ્યાં છે. તેના જીવનની કંઈ હકીકત મળતી નથી. ઘણુંકરીને **વિક્રમાદિત્ય** રાજ્ય કરતો હતો ત્યારે તે થઈ ગયો એટલીજ હકીકત તેના વિષે મળી આવે છે.

૮. માત્ર **સાહિત્યમાં** નહિ, પણ ગણિતશાસ્ત્ર તથા ખગોળવિદ્યામાં **હિંદુઓનું** જ્ઞાન ગુપ્તોના સમયમાં આગળ વધેલું દેખાય છે. આ વિષયોનું કંઈક જ્ઞાન તેઓને ઘણા જુના કાળથી હતું. ગણિતના જ્ઞાનની યજ્ઞના કુંડ બનાવવામાં જરૂર પડતી. જે લેખકો વિષે કંઈ પણ હકીકત મળી આવે છે, તેવો એક પહેલો લેખક આ ગુપ્તરાજાઓના સમયમાં થએલો છે. તેનું નામ આર્યભટ્ટ હતું. સૂર્ય અને પૃથ્વીની ગતિઓ અને ગ્રહણનાં કારણોની તેને સમજ હતી. આ સમયમાં વૈદકશાસ્ત્રનો પણ અભ્યાસ થતો. જેનું નામ આપણે કાને પડતું હોય એવો પહેલો **હિંદી** લેખક કનિષ્ક રાજાની કચેરીનો સભાસદ હતો. વળી ગુપ્તોના સમયમાં મોટા લેખકો પણ થઈ ગયા. રસાયણશાસ્ત્રના વિદ્યાર્થીઓ પણ તે વખતે હતા.

ઈ. સ. ૪૭૬ માં જન્મ્યા હતા.

૯. સામાન્ય લોકનો ધર્મ હાલના સમયના જેવોજ લગભગ હતો. હિંદુસ્તાનમાં બધે શિવ અને તેમની સ્ત્રી પાર્વતી, તથા વિષ્ણુ અને તેમની સ્ત્રી લક્ષ્મીની પૂજા મુખ્યત્વે થતી. તે દેવોનાં નામ આપણે પહેલવહેલાં બૌદ્ધ યુગ પછી સાંભળીએ છીએ. આ દેવોની પૂજાનું વર્ણન તેમજ હિંદુઓ કયારથી પહેલવહેલા લિંગને પૂજતા થયા તે વિષે આપણે કંઈ જાણુતા નથી. વિષ્ણુની પૂજાની સાથે સાથે કૃષ્ણુની પૂજા પણુ ચાલતી હતી. આ પૂજા કેટલી બધી જુની હતી તથા કયાંથી આવી તે જોકે આપણે જાણુતા નથી છતાં તે ક્રાઈસ્ટના સમય જેટલી જુની ગણી શકાય.

૧૦. હિંદુઓ ગ્રીક લોક પાસેથી કંઈ શીખ્યા હતા કે નહિ એવો સવાલ કેટલાકે ઉઠાવ્યો છે. ગ્રીક ઇતિહાસની શરૂઆત ક્રાઈસ્ટ પહેલાં શુમારે ૭૦૦ વર્ષ ઉપર થાય છે. પરંતુ ગ્રીક લોકો હિંદુઓની માફક પોતાના ઇતિહાસની શરૂઆત પહેલાં સુધરેલા હતા, અને ગ્રીક લોકોની ભાષામાં મહાભારત જેવાં મહાકાવ્યો પણ છે. એ કાવ્યો ક્રાઈસ્ટની હયાતી અગાઉ હજાર કરતાં વધારે વર્ષ ઉપર લખાયાં છે. તે લખનાર કવિઓ વિષે કંઈ હકીકત મળતી નથી. ગ્રીક લોકોને રોમન લોકોએ જીતી લીધા, પણ ગ્રીક પ્રજાનો ઇતિહાસ પુરો થાય છે તે સમય પછી લાંબે કાળે ગ્રીક ભાષાના ગ્રન્થો લખાયા હતા. ગ્રીક લોકો વિજ્ઞાન તેમજ ગણિતશાસ્ત્રના વિદ્યાર્થી હતા, અને હુન્નરકળાના શોખીન હતા. તેમણે કાવ્યો તેમજ તત્ત્વજ્ઞાનના ગ્રન્થો લખ્યા છે. આપણે જોઈ ગયા તેમ બેકિટ્રઆમાં એક ગ્રીક રાજ્ય હતું, અને ગ્રીક લોક તથા હિંદુઓ એક બીજાને વારંવાર મળતા. તેટલા માટે હિંદુઓને કંઈ જ્ઞાન ગ્રીકો પાસેથી મળ્યું હતું કે નહિ તે શક ભરેલું છે.

શુમારે ઈ. સ. પૂર્વે ૧૫૦ ઈ. સ. ૫૦૦ સુધી.

ઈ. સ. પૂર્વે ૨૫૦ થી ઈ. સ. પૂર્વે ૩૫ સુધી.

૧૧. આ સવાલનો પુરો ઉત્તર આપણે આપી શકતા નથી. જે કહીએ તે એજ કે :—

(૧) હિંદુઓ પત્થરનાં મકાન બાંધવાનું કામ ઇરાનના લોક પાસેથી કદાચ નહિ શીખ્યા હોય તો ગ્રીક લોક પાસેથી શીખ્યા હશે. ગમે તેમ હોય તોપણ હિંદુઓનાં પહેલાં મકાનો બધાં લાકડાંનાં બાંધેલાં જણાય છે. માત્ર બુદ્ધના સમય પછી પત્થરનાં મકાનો બાંધવાનું કામ શરૂ થયું.

(૨) દેવોની પત્થરની મૂર્ત્તિઓ બનાવવાનું કામ હિંદુઓ ઘણું કરીને ગ્રીક લોક પાસેથી શીખ્યા હતા. ગમે તેમ હોય તો પણ આર્યોને આવી મૂર્ત્તિઓ બનાવવાનું જ્ઞાન ન હતું. દ્રાવિડો આવી મૂર્ત્તિઓનો ઉપયોગ કરતા કે નહિ તે વિષે ખાતરી નથી, પણ બુદ્ધના મૃત્યુ પછી ઘણા સૈકા વીત્યા બાદ તેની મૂર્ત્તિઓ બનાવવામાં આવી હતી. એ મૂર્ત્તિઓ ગ્રીક મૂર્ત્તિઓની નકલ હતી એમાં શક નથી.

(૩) કાળિદાસનાં નાટકો કેટલીક બાબતમાં ગ્રીક નાટકોને મળતાં છે, પણ હિંદુઓએ ગ્રીક નાટકો કદી જોયાં હતાં કે નહિ તે આપણે જાણતા નથી.

(૪) હિંદુઓનું ગણિતશાસ્ત્ર કેટલીક બાબતોમાં ગ્રીક લોકના ગણિતશાસ્ત્રને મળતું છે, અને કેટલીક બાબતમાં બન્ને જુદાં છે. અક્ષરગણિતની શરૂઆત બન્ને દેશમાં થએલી નજરે પડે છે. જેને આરબો પાસેથી મળેલા માનીએ છીએ તે સંખ્યાવાચક શબ્દોની શોધ ઘણે ભાગે હિંદુસ્તાનમાં થઈ છે, પણ તેને લગતો ઇતિહાસ આપણને માલમ નથી. ગુપ્ત રાજાઓના સમયમાં આ વપરાતા નહિ, અને ક્રાઈસ્ટ પછી શુમારે આઠસેં વર્ષે આપણે પહેલવહેલો તેનો ઉપયોગ જોઈએ છીએ.

૧૨. જેવી રીતે ખ્રિસ્તીઓ પોતાની સાલનાં વર્ષોની ગણતરી ઈસુ ખ્રિસ્તના જન્મથી શરૂ કરે છે તેમ હિંદુઓ પોતાના રાજા વિક્રમાદિત્ય (ઈ. સ. પૂર્વે ૫૭) ના સંવત્ વર્ષથી ગણે છે, અગરતો શાલિવાહન (ઈ. સ. ૭૮) નામના રાજાથી તેની શરૂઆત કરે છે. આ રાજાઓ વિષે આપણને કંઈ ખબર નથી, અને તારીખોની શરૂઆત કરવા સારૂ આ સાલો કેમ પસંદ કરી હશે તે જાણતા નથી. (આ વિક્રમાદિત્ય નામનો રાજા તથા ગુપ્ત વંશનો બીજો ચંદ્રગુપ્ત બન્ને એક નથી.)

## પ્રકરણ આઠમું.

## દક્ષિણ હિંદુસ્તાનનો જુનો સમય.

### અંધ્ર લોક — જાવા — કામ્બોડિઆ.

૧. દક્ષિણ હિંદનો શરૂઆતનો ઇતિહાસ ઉત્તર હિંદના ઇતિહાસ કરતાં વધારે અંધારામાં છે. ત્યાંના લોકોને દ્રાવિડ નામ આપવામાં આવ્યું છે, કારણ કે મહાભારતમાં એ લોકોને વાસ્તે એ નામ વાપર્યું છે; પણ તેનો શો અર્થ થાય છે તે આપણે જાણતા નથી. વળી એમ હંમેશાં યાદ રાખવું કે ઉત્તરની માફક દક્ષિણ હિંદમાં પણ એક બીજાની સાથે સાથે વસનાર ઘણી જુદી જુદી જાતના લોકો હમેશાં થઈ ગયા છે.

૨. તેમની ઘણી ભાષાઓ દ્રાવિડ નામની મૂળ ભાષામાંથી બની છે. તેમાંની મુખ્ય તામિલ, તેલુગુ, કાનડી અને મલ્યલી છે. બૌદ્ધોના સમય જેટલા જુના સમયના આ ભાષામાં લખાએલાં કાવ્યો પણ છે, અને તે સમયથી અગાઉ, એટલે ઘણું કરીને આર્યલોકો હિંદુસ્તાનમાં

આવતા હતા તે વખતે, તામિલ કવિઓ હયાત હતા એમાં કંઈ શક નથી. તે સમયમાં પણ તામિલ લોક સુધરેલા હતા, અને તેમની સ્થિતિ આબાદ હતી. પહેલાં કહી ગયા તે પ્રમાણે તેઓ મોટા વેપારી હતા, અને તેમનો માલ તથા તેમના વેપારીઓ પણ ઘણે ભાગે પશ્ચિમે બાબિલન સુધી જતા. મલબાર અને પશ્ચિમ હિંદુસ્તાનનાં બંદરેથી નીકળી તેઓ ધીમે ધીમે ઇરાની અખાતના કિનારે કિનારે થઈને યુફ્રેટીસ નદીના મુખ સુધી જતા હતા. પૂર્વના દેશો તરફ પણ તેઓએ લક્ષ આપ્યું હતું, અને હિંદુસ્તાનમાં રેશમ મોકલનાર **ચીન** દેશ તથા હિંદુસ્તાન વચ્ચે ઘણા જુના સમયથી વેપાર ચાલતો હતો.

૩. દક્ષિણ હિંદુસ્તાનના વતનીઓ પોતાના દેશમાં ગામડાંઓમાં રહેતા, અને તે ગામડાંઓ ઉપર ગામ લોકોની બનેલી સભા અમલ ચલાવતી. ગ્રામ્યજીવન તથા રાજ્ય ચલાવવાની આ રીત ખચીત હિંદુસ્તાનના લોકની એક જુનામાં જુની શોધ છે. ગામડાંઓના સમૂહો ઉપર હાકેમોનો અમલ હતો, અને ખચીત એમાંના ઘણા હાકેમો વિશાળ સત્તાવાળા બન્યા; પરંતુ તેમને લગતા ઇતિહાસની ખામીને લીધે તેમનાં નામ પણ યાદ રહ્યાં નથી.

૪. દક્ષિણ ભાગના સૌથી જુના ધર્મની આપણને કંઈ માહીતી નથી. કુદરતની સારી શક્તિઓને મનુષ્યો ખચીત ભજતા, અને પાપથી ડરતા; તથા આપણે જાણીએ છીએ તેમ તેઓ ઘણા જુના સમયથી ઝાડ અને સાપને પૂજતા. ઋગ્વેદનો ધર્મ આ ભાગમાં કદી દાખલ થયો નહિ. બૌદ્ધ ધર્મ તો ભાગ્યેજ દાખલ થયો હશે, પણ જ્યારે બૌદ્ધ ધર્મ અદૃશ્ય થયો ત્યારે શિવ તથા વિષ્ણુની બધે પૂજા થતી એમ જાણીએ છીએ; જો કે તે પૂજા ક્યારે અને કેવી રીતે શરૂ થઈ તેની ખબર નથી. આની સાથે બીજાં બધાં તત્ત્વો જેને 'હિંદુ

ધર્મનું' નામ આપણે આપ્યું છે તે તથા બ્રાહ્મણો સારૂ માનની લાગણી હતી. તેમજ વર્ણવ્યવસ્થા પણ હયાત હતી એમ માલમ પડે છે. દ્રાવિડ લોકોમાં નાતોની શરૂઆત પહેલી ક્યારે થઈ તે માલમ પડતું નથી. હાલ જે સમયનું વર્ણન કરીએ છીએ તેનાથી ઘણા લાંબા સમય અગાઉ નાત જેવી કંઈક સંસ્થા હતી એમ સંભવિત છે.

૫. દક્ષિણ હિંદુસ્તાનના શરૂઆતના જે લોકો વિષે આપણે વર્ણન કરવાનું છે તે **અંધ્ર** હતા. તેમનાં વિષે ઈ. સ. પૂર્વે ૩૦૦ ની સાલ જેટલા જુના સમયથી હકીકત જાણીએ છીએ*. અશોકે પોતાની રૈયત તરીકે તેમને ગણ્યા હતા તે પણ માલમ છે. તેમની સત્તા ગોદાવરી અને કૃષ્ણા નદીઓની વચ્ચેના પ્રદેશમાં ફેલાએલી હતી આ સત્તા કેટલાંક સૈકાં સુધી જારી રહી, તે દરમિઆન **અંધ્ર** રાજાઓ અને તેમની રૈયત બન્ને તવંગર અને સત્તાવાળાં થયાં; પણ શુમારે પાંચસો વર્ષ પછી **અંધ્રો**નો નાશ થયો. શાથી થયો તે આપણે જાણતા નથી. શુમારે ઈ. સ. ૨૦૦

૬. તેમના સમય પછી દક્ષિણના મુખ્ય સત્તાધીશો **ચાલુક્ય** વંશના રાજાઓ હતા; તેઓ રજપુતના વર્ગમાં ગણાય છે; અને તેમના વિષે બીજે સ્થળે વર્ણન કરીશું. વધારે આગળ જતાં દક્ષિણે કલિંગ નામના લોકો વસતા હતા, તેમની સાથે **અશોક** પોતાના રાજ્યની શરૂ- ઈ. સ. પુર્વે આતના સમયમાં લડ્યો હતો. તેમના વિષે આપણે ઘણું થોડું ૨૬૧. જાણીએ છીએ, પણ એક રમુજી વાત એ છે કે મલય દ્વીપકલ્પના બધા હિંદુઓ આજ સુધી 'કિલગ' નામે ઓળખાય છે. આ ઉપરથી ખાતરી થઈ શકે છે કે જુના સમયમાં ઘણા હિંદુ કિંલગો પૂર્વ તરફ ગયા હશે.

---

* ગ્રીસ દેશના લોકો પાસેથી.

૭. આ મુસાફરી વિષે એક હિંદુ ગ્રન્થમાં કોઈએ સહેજ પણ ઇસારો કર્યો નથી. તો પણ જો આપણે જાતે જાવા અને કામ્બોડિઆની મુસાફરી કરીએ, તો હિંદુઓએ આ દેશોની લાંબા સમય ઉપર મુલાકાત લીધી હતી તેની પુષ્કળ સાબીતી મળી આવશે. જાવામાં બૌદ્ધ ધર્મનાં ઘણાં મકાનો છે, તેમાં મુખ્યત્વે કરીને બોરોબૂદૂર નામનું એક છે. તે દુનીઆમાંનાં સૌથી સુંદર મકાનોમાંનું એક મનાય છે. તે મકાન એક સ્તૂપ છે, અને તેના ઉપર બુદ્ધનું જીવન કોતરેલું છે. તે કોણે બાંધ્યું હતું તથા તે ક્યારે બંધાયું તે વિષે આપણે કંઈ પણ જાણતા નથી. તેના ઉપર કોઈ લેખ નથી, અને ઇતિહાસના કોઈ ગ્રન્થમાં તેના બાંધનારનું નામ આપેલું નથી. પરંતુ કોતરકામની પદ્ધતિ ઉપરથી એમ કહી શકાય કે ઇસુ ખ્રિસ્તના જન્મ પછી કેટલેક વખતે હિંદુસ્તાનના બૌદ્ધોએ તે કોતરકામ કર્યું હશે.

૮. વળી કામ્બોડિઆમાં સંખ્યાબંધ હિંદુ દેવળો છે, જેમાંનું અંગકોર વાટ નામનું એક કદાચ દુનીઆનું સૌથી મોટું મકાન હશે. સૌથી સુંદર મકાનોમાંનું તે એક છે એ તો ચોક્કસ છે. આ દેવળ એક વિશાળ જંગલના ઉંડાણના ભાગમાં આવેલું છે. કામ્બોડિઆનાં બીજાં બધાં દેવળો માફક આ પણ મોટું ખંડેર છે. કયા દેવના માનમાં તે પવિત્ર મનાયું હશે, અથવા કોણે બાંધ્યું હશે તે આપણે જાણતા નથી.

ઈ. સ. ૫૦૦ થી ૧૨૦૦ સુધી.

એમ છતાં શુમારે સાતસો વર્ષ સુધી કામ્બોડિઆમાં જે કેટલાક હિંદુરાજાઓએ રાજ્ય કર્યું હતું તેમનાં નામ તો જાણીએ છીએ. ઉત્તરના મોંગોલ લોકોએ તેમનો અને તેમનાં શહેરોનો આખરે તદ્દન નાશ કર્યો તે પણ આપણે જાણીએ છીએ. તેમની જાહોજલાલી તથા પડતી તેમજ હિંદુસ્તાનમાં મેળવેલી તેમની કીર્તિનો નાશ એ હિંદુસ્તાનના ઇતિહાસમાં સૌથી વધારે ખેદકારક તેમજ વિચિત્ર બનાવ ગણાય છે.

૯. કામ્બોડિઆના રાજાઓનાં નામ તેમના પોતાના લેખોમાંથી શીખીએ છીએ. કોઈપણ હિંદુ લેખકે તેમના વિષે વર્ણન કર્યું નથી.

૧૦. શરૂઆતમાં તામિલ લોકો ભરૂચ અને કલ્યાણ બંદરોનો ઉપયોગ કરતા. હિંદુસ્તાનની દક્ષિણના દેશોમાંથી દખ્ખણ માર્ગે ઘાટ ઓળંગીને દરીઆ તરફ થઈ માલ તે બંદરોએ મોકલવામાં આવતો.

## પ્રકરણ નવમું.

## રજપૂતો.

૧. હર્ષના રાજ્યના અંત પછી કેટલાક સૈકા વીત્યા બાદ ઉત્તર અને મધ્ય હિંદુસ્તાનમાં રજપૂત નામની જાતના લોકો રાજ્ય કરતા હતા એમ જણાય છે. તે લોકોમાં કેટલાક લડવાનો ધંધો કરતા. બીજા કેટલાક જમીનદારો હતા. આ બધાને સામાન્ય રીતે રજપૂત કહેતા. કેટલેક અંશે આ બધા માણસો એક બીજાને સરખા માનતા. વળી તેઓ પોતાના રાજ્યકર્તાઓના બાદશાહી કુટુંબો તરફ માનની લાગણી ધરાવતા. આ રજપૂત નામ પહેલવહેલું ક્યારે વપરાયું હશે, તેમજ આ રજપૂતો કોણ હતા તેની આપણને ખબર નથી. પ્રથમના આર્યોની ઓલાદના માણસો શક લોકો સાથે, તેમજ મધ્ય એશિઆમાંથી બીજા હુમલા લાવનાર લોક સાથે, અને છેવટે પ્રાચીન હિંદીઓ સાથે પણ ભળી ગયા. આ રીતે એક મિશ્ર જાતિના લોક ઉત્પન્ન થયા તેને રજપૂત નામ આપી શકાય, પણ આ મિશ્ર જાત શી રીતે ઉત્પન્ન થઈ તે વિષે આપણે અત્યારે કંઈ કહી શકતા નથી. જે સમય

વિષે વર્ણન કરીએ છીએ તે સમયના રજપૂતો બધા હિંદુ હતા, અને હિંદુ દેવોને પુજતા; તો પણ તેઓને કેટલાક હિંદુમત કબુલ ન હતા. દાખલા તરીકે તેઓ બધા જબરા શિકારી હતા, અને પ્રાણીજીવનનો નાશ કરવામાં કંઈ હરકત માનતા નહિ.

૨. રજપૂતોની ઘણી જાતો બની. તે બધાઓ પરસ્પર ભયંકર તથા પારવિનાની લડાઈઓ લડતા. તેઓ આવું જીવન ગાળતા. આ લડાઈઓ લડતી વખતે તેઓ ઘણી ઉમદા જાતનું વર્ત્તન બતાવતા; તોપણ સંપનું બધું ભાન ભૂલી જતા. તેઓ એકે મોટું હિંદુ રાજ્ય સ્થાપી શકયા નહિ, અને જ્યારે મુસલમાન હુમલાઓ શરૂ થયા ત્યારે તેમની સામે ટક્કર ઝીલવાને દેશ જોઈએ તેટલો બળવાન ન હતો

૩. ઘણી રજપૂત શાખાઓમાંની થોડીકનું હવે વર્ણન કરીશું.

(૧) ગુજરાતની ગુજર શાખા.

(૨) ચાલુકય રાજાઓ. પશ્ચિમ હિંદુસ્તાનમાં રાજ્ય કરનાર આ રાજાઓની કેટલીક શાખાઓ હતી તેમાંનાં ઘણા રાજાઓ મોટા લડવૈયા હતા. એમાંના એકે* બંગાળાના રાજા મહાન હર્ષને લડાઈમાં હરાવ્યો હતો. આ રાજાઓ વળી દેવાલયોના પ્રખ્યાત બંધાવનાર હતા, અને પશ્ચિમ હિંદુસ્તાન તથા દખ્ખણમાં આવેલાં સૌથી સુંદર દેવાલયોમાંનાં કેટલાંક તેમના હુકમથીજ બંધાયાં હતાં. ચાલુકય રાજાઓની બધી શાખાઓનો લડાઈમાં, મુખ્યત્વે કરીને દક્ષિણના રાજ્યો સામે લડતાં અંત આવ્યો.

ઈ. સ. ૬૦૮ થી ૬૪૨.

* બદામીનો પુલીકેષી.

(૩) **મેવાડના રાજાઓ.** આ **રજપૂતાનામાં** રાજ્ય કરનારા જુનામાં જુના વંશના છે. તે રાજાઓ કયાંથી આવ્યા તેની આપણને ખબર નથી; પણ ઈસુ ખ્રિસ્તના સમય પછી થોડેક વખતે રજપૂતાનામાં ખચીત તેઓનો અમલ હતો. તેમનું રાજ્ય કદી વિસ્તારવાળું ન હતું; પણ તે શાખા હંમેશ કાયમ રહી, અને ઉદેપુરના રાજાઓ તેઓની વંશપરંપરા ચાલી આવેલી જુની ગાદી ઉપર અત્યારે પણ રાજ્ય કરે છે. રજપૂતાનાની બીજી શાખાઓ વિષે પણ એવુંજ કહી શકાય.

૪. ઘણી રજપૂત શાખાઓમાંની માત્ર થોડીક આ છે. મધ્ય હિંદુસ્તાનમાં બધે — ખરેખર ઉત્તરમાં છેક કાશ્મીર સુધી — ઈ. સ. ૫૦૦ થી ઈ. સ. ૧૦૦૦ ની વચ્ચેના કાંઈક સમયમાં રજપૂત રાજાઓ હયાત હતા. તેઓની કચેરીઓ ભપકાદાર હતી. તેમણે શહેરો અને દેવમંદિરો બંધાવ્યાં છે; પરંતુ લડાઈની કીર્તિનો હદ ઉપરાંત શોખ હોવાથી તેમાંના ઘણા આખરે તરવારથી કપાઈ મુઆ. રાજાઓ જ્યારે રાજ્ય ચલાવવાના અને લડાઇના કામમાં રોકાતા ત્યારે બીજા વર્ગોના માણસોએ હિંદુસ્તાનનું ધાર્મિક જીવન સજીવન રાખ્યું એ વળી આપણે ભૂલી જવું જોઈએ નહિ. બ્રાહ્મણોએ પવિત્ર પુસ્તકોનો અભ્યાસ કર્યો, અને તે બીજાને શીખવ્યાં. જે બ્રાહ્મણ ઋષિઓ વખતોવખત ઉત્પન્ન થયા તેમણે જુના ગ્રન્થોનો ઉપદેશ કરી બતાવ્યો એટલુંજ નહિ પણ તે જ્ઞાન બીજે પણ ફેલાવ્યું.

૫. **શંકરાચાર્યે** ઉપદેશ કર્યો તે પણ આ સમયમાંજ. તે **દ્રાવિડ** કોમના હતા, અને જાતે **મલબારના** બ્રાહ્મણ હતા. તેમણે **હિંદુસ્તાનમાં** બધે એટલે **બદ્રીનાથ, દ્વારકાં, પુરી** અને પોતાની જન્મભૂમિ **આસરે ઈ. સ. ૮૦૦.**

મલબારના પર્વતોમાં આવેલા શૃંગેરીમાં વિદ્યા પ્રાપ્ત કરવા શાળાઓ સ્થાપી. તેમની પછી ત્રણસેં વર્ષે રામાનુજ નામના દક્ષિણના એક બીજા બ્રાહ્મણે શંકરાચાર્યથી જુદી રીતે જુના જ્ઞાનનો ઉપદેશ સમજાવ્યો અને પોતાના મઠો સ્થાપ્યા. તેના ઉપાસકો ખાસ કરીને વિષ્ણુની પૂજાના ભક્ત હતા. તે પછી કેટલેક વર્ષે હિંદુસ્તાનના દરેક ભાગમાં આ ભક્તિનો ઉપદેશ કરનારા વૈષ્ણવ ધર્મના સાધુઓ એક પછી એક થયા એમ આપણને માલમ પડશે.

## પ્રકરણ ૧૦ મું.

### મહુંમદ.

### ઈસ્લામ ધર્મનો શરૂઆતનો ફેલાવો.

૧. હિંદુસ્તાન ઉપર કેટલી વાર હુમલા થયા છે તે આપણે અત્યાર પહેલાં જોયું છે; અને હિંદુસ્તાનના વતનીઓએ પણ પોતાની ચડતીના વખતમાં કામ્બોડીઆ તથા સિલોન દેશ ઉપર હુમલો કર્યો હતો, અને જીત મેળવી હતી, તે પણ આપણે જાણી લીધું છે. આ બાબતમાં હિંદુસ્તાનનો ઇતિહાસ બીજા દેશોથી જુદો પડતો નથી. દરેક દેશને પરદેશીને હાથે નુકસાન વેઠવું પડયું છે—પણ તેની સાથે કહેવું જોઈએ કે દરેક દેશને પરદેશીને હાથે કંઈક શીખવાનું પણ મળ્યું છે. આર્યો એક વખત હિંદુસ્તાનમાં પરદેશી હતા: અને હવે એક પરદેશી હુમલાની શરૂઆત થાય છે: તે હુમલો ઘણા મોટા પ્રમાણવાળો છે અને પરિણામમાં આર્યોના હુમલા કરતાં વધારે અગત્યનો છે.

૨. હિંદુસ્તાનના દ્વીપકલ્પની માફક અરબસ્તાનના દ્વીપકલ્પનો ઘણો જુનો ઇતિહાસ લખાયો નથી. ક્રાઈસ્ટના સમય પછી અરબસ્તાન

વિષે પહેલવહેલી જે હકીકત આપણા જાણવામાં આવી છે તે પ્રમાણે ત્યાં ભટકતી જાતના લોક બહુ હતા અને તેઓ માંહોમાંહે હંમેશાં લડ્યા કરતા; પરંતુ તે બાબતનો લેખી ઇતિહાસ નથી. ઘોડા અને ઊંટ એજ તેમની દોલત હતી; ખજુર તેમનો મુખ્ય ખોરાક હતો. કુદરતની શક્તિઓને પૂજવામાં તેઓ ધર્મ માનતા. આ લોકોની એક મુખ્ય જાતમાં **મહંમદ** નામનો એક બાળક જન્મ્યો હતો. તે નાનપણથીજ માબાપ વિનાનો હતો. તેણે ઘણાં વર્ષ સુધી ભરવાડ તથા ઊંટ હાંકનાર તરીકે કષ્ટથી પોતાનું ગુજરાન ચલાવ્યું. આગળ જતાં પોતાના દેશના માણસોમાં પરમેશ્વરના એક દૂત કે પેગંબર તરીકે તે બહાર પડ્યા. તેમના પેગામનો સંગ્રહ કુરાન નામના પવિત્ર પુસ્તકમાં કર્યો છે. તે પેગામ **આરબ** લોકનું બધું વર્તન સુધારવાને જોઈએ તેટલો સબળ માલમ પડ્યો. ઈ. સ. ૫૭૦.

૩. પહેલાં તો આ ઉપદેશથી બધા એકસંપીલા થયા. દરેક મતભેદ ખાતર લડાઇ કરવાને બદલે કાયદાને વશ થવા તરફ આ ઉપદેશથી લોકો દોરાયા, અને **અરબી** ભાષામાં જેને **અલ્લાહ** નામ આપ્યું છે તેવા એક અદૃશ્ય ઇશ્વરના ભકત તેઓ થયા. જગતમાં બધે અલ્લાહની ભક્તિ ફેલાવવાનો નિશ્ચય લોકના મગજમાં એથી ઉત્પન્ન થયો. તેમની મુખ્ય ઇચ્છા ઉપદેશકો મારફત તે પેગામ ફેલાવવાની હતી, પણ તેઓએ એટલો તો નિશ્ચય કર્યો હતો કે જે લોકો આ ઉપદેશ સાંભળવા નારાજ દેખાય તેમને તરવારથી વશ કરવા. આ જીતાયેલા લોકોએ આકીનવાળાના સેવક થવું જોઈએ એમ તેઓ ઇચ્છતા; દરેકને પોતાની મરજીમાં આવે તેને પૂજવાની છૂટ આપવી, પણ તેમ કરવા સારૂ તેમણે મોટી ખંડણી ભરવી જોઈએ એમ પણ આરબો ઇચ્છતા.

૪. **મહંમદ** પોતાની હયાતીમાં પોતાનો ઉપદેશ **અરબસ્તાનની** બહારના દેશોમાં લઈ જઈ શકયા નહિ, પણ તેમની પાછળ **ખલીફા** કહેવાતા અનુયાયીઓનો એક વંશ ચાલ્યો અને તેઓએ ઇસ્લામ ધર્મનો ત્રાસ આખા **પશ્ચિમ એશિઆમાં** ફેલાવ્યો. ઇરાન વશ થયું, અને ઘણા ઇરાનીઓ **મુસલમાન** થયા. તેઓ આ નવા ધર્મને ઘણા ઉપયોગી થઈ પડ્યા. **આરબ** લોકો સાદા તથા મજબુત સિપાઈઓ હતા; ઇરાનીઓમાં જુનો સુધારો જારી રહ્યો હતો; તેમના બાપદાદાઓ રાજ્યકર્ત્તાઓ હતા, અને **આરબ** લોકે સ્થાપેલા નવા રાજ્યનું કામ ચલાવવા સારી રીતે શકિતમાન હતા. તે ઉપરાંત તેમને ચિત્રકામ, સંગીત તથા કવિતાનો શોખ હતો; અને જોકે ચુસ્ત **આરબો** આ બધાની વિરૂદ્ધ હતા, તો પણ ઇરાનીઓની મારફત આ વિષયો મુસલમાનોના જીવનમાં ભળી ગયા.

૫. ઇરાનની પૂર્વે એક ભટકતી જાતના લોકો રહેતા હતા, જેમને ઇરાનીઓએ એક વખત 'તુરેનીઅન' નામ આપ્યું હતું, પરંતુ **આરબો** તથા **પર્શીઆના** લોકો તેમને **તુર્ક** કહેતા. અત્યારે આમાંના કેટલાક લોકો **યુરોપમાં** વસેલા છે અને **યુરોપી** પ્રજામાં **તુર્ક** નામથી સારી રીતે ઓળખાય છે. તેમનો દેશ **તુર્કસ્તાન** કહેવાય છે. તે લોકો ગોરા છે, અને દેખાવમાં **યુરોપના** લોકથી જુદા નથી; પણ **આરબો** અને **પર્શીઆના** લોકો **તુર્ક** શબ્દ જે અર્થમાં વાપરતા તે અર્થમાં એ નામ તે સિવાયના બીજા લોકોને માટે પણ વપરાતું. તે બીજા લોકોનો ચહેરો તેમનાથી જુદો હતો, અને **મોંગોલ** લોકના ચહેરાને મળતો હતો. **મોંગોલ** લોકના ચહેરા રંગે પીળા હોય છે. આંખો બદામને મળતો આકારની હોય છે, તથા ગાલનાં હાડકાં ઉપસેલાં હોય છે. **મધ્ય એશિઆની** ઘણી જાતોના ચહેરા **મોંગોલ** લોકના ચહેરાને મળતા હોય

છે, તેથી આરબો અને પર્શીઆના લોકો જ્યારે તુર્ક શબ્દ વાપરે છે ત્યારે તેઓ કઈ જાતના લોકને માટે વાપરે છે તે આપણે ખાત્રીથી કહી શકીએ નહિ. કંઈક અંશે યુરોપના લોકને મળતા પશ્ચિમના લોકને કયાંતો આ શબ્દ લગાડવામાં આવતો હશે, અથવા તો મોંગોલ લોકના જેવા પૂર્વના લોકને વાસ્તે વપરાતો હશે. આપણે આગળ જોઈશું કે ઘણા તુર્ક લોકો મુસલમાન થયા.

૬. શરૂઆતથીજ મુસલમાનોએ ઇતિહાસનો શોખ બતાવ્યો છે, અને હિંદુસ્તાન ઉપર કરેલી મુસલમાની ચઢાઈઓનો ઇતિહાસ ફરિશ્તા (ઈ. સ. ૧૫૭૦ માં જન્મ્યો હતો.) નામના એક ઇરાનના લેખકે લખ્યો છે. બીજા ઘણા મુસલમાન ઇતિહાસકારોની માફક ફરિશ્તા સ્પષ્ટ તથા સાચું કહેનાર જણાય છે.

---

૭. "મોક્ષ" ને માટે અરબી ભાષાનો શબ્દ ઈસ્લામ છે, અને મુસલમાની ધર્મને **"દીને ઈસ્લામ"** એટલે "રક્ષણ કરનારૂં આકીન" કહે છે. **"મોસ્લેમ"** અથવા **"મુસલમાન"** એટલે "રક્ષણ કરાએલો" એ શબ્દ ઈસ્લામ શબ્દ સાથે સંબંધ ધરાવે છે.

## પ્રકરણ ૧૧ મું.

## હિંદુસ્તાનમાં મુસલમાનો.

### ૧. અફઘાન બાદશાહો.
### ૨. દક્ષિણનાં રાજ્યો. વિજયનગર.

૧. હિંદુસ્તાન ઉપર થોડા સમયમાં મુસલમાનોએ હુમલા કર્યાં, પણ પહેલા હુમલામાં નિષ્ફળ થયા. આરબો ઇરાનમાં થઈ પશ્ચિમ બાજુએ આગળ વધ્યા, અને સિંધ કબજે કર્યું; તોપણ આખરે હિંદુ- ૧૦૫૪.
ઓએ તેમને હાંકી કાઢયા, અને મુસલમાની અમલ ફરી સ્થપાતાં ૧૫૨૦.
પાંચસો વર્ષ લાગ્યાં.

૧૦૦૧ થી ૧૦૩૦ સુધી રાજ્ય કર્યું. ૨. **હિંદુસ્તાન** ઉપર પહેલી મોટી અને ફતેહમંદ ચઢાઈ **મહમુદ ગીજનીએ** કરી હતી. તે જાતે **તુર્ક** હતો, અને વિજયી યોદ્ધો હતો. **અફઘાનિસ્તાનના ગીજની** શહેરનો તે બાદશાહ થયો. તેના ઘણા ખરા લડવૈઆઓ **અફઘાન** જાતના હતા. તેણે **હિંદુસ્તાન** પોતાનું કરી લેવા પ્રયત્ન કર્યો નહિ, પણ આબાદ શહેરો ઉપર લૂટ ચલાવી હુમલા કર્યા, અને લુટેલો માલ પોતાને દેશ લઈ ગયો. **બંગાળા**થી ગુજરાત સુધી ઉત્તર **હિંદુસ્તાન**માં બધે તેણે તેની તરવારનું બળ બતાવ્યું, અને એક ઘણી પ્રખ્યાત ચઢાઈ કરીને તેણે ગુજરાતમાં આવેલું **સોમનાથ**નું દહેરૂં લૂટયું. તે મોટો લડવૈઓ હતો, અને લડાઈમાં કદીપણ હાર્યો ન હતો. પુસ્તકો તથા હુન્નરકળાનો પણ તે શોખીન હતો. **ગીજની**માં તેણે એક સુંદર પુસ્તકાલય ઉભું કર્યું અને **મુસલમાનો** ઇરાન આવ્યા તે પહેલાના સમયના ત્યાંના જુના રાજાઓનો ઇતિહાસ લખવાનું કામ ફરદુશી નામના કવિને તેણે સોંપ્યું; વળી જ્યારે તેણે **હિંદુ**ઓનાં મંદિરો જોયાં ત્યારે ઉમદા મકાનોનો તેને શોખ લાગ્યો, અને **ગીજની** શહેરમાં બધે મસીદો, ફુવારા, નહેરો અને પાણીના ઝરા તૈયાર કરાવ્યા. **હિંદુ**ઓ પાસેથી લૂટેલો ખજાનો તેણે આ કામમાં ખર્ચ્યો.

૩. આપણે જાણીએ છીએ કે **મહમુદે હિંદુસ્તાન**માં પોતાનું રાજ્ય ફેલાવ્યું નહિ. તેની પછીના રાજાઓએ **હિંદુસ્તાન**માં પોતાનું રાજ્ય ફેલાવ્યું, અને **પંજાબ** દેશને **અફઘાન** રાજ્યનો પ્રાંત બનાવ્યો, ને **લાહોર**ને તેની રાજધાની બનાવી; પરંતુ **ઘોર** વંશના એક બીજા **મુસલમાન** રાજ્યકર્તાના હાથમાં આ રાજ્ય ગયું; તેણે **મહમુદ**ની રાજધાની

૧૧૫૫. **ગીજની** શહેરનો તદ્દન નાશ કર્યો હતો. **હિંદુસ્તાન** ઉપર ચઢાઈ કરનાર

૧૧૭૩ થી ૧૨૦૬ સુધી રાજ્ય કર્યું. આ વંશનો પહેલો માણસ **મહંમદ ઘોરી** હતો; તેણે **દિલ્હી** સુધીનો ઉત્તર **હિંદુસ્તાન**નો ભાગ જીતી લીધો, અને **દિલ્હી**ને **મુસલમાની** રાજ્યની પહેલી રાજધાની બનાવી. તેમ છતાં તે જાતે **હિંદુસ્તાન**માં



કુતુબ મિનાર.

રહ્યો નહિ, પણ કુતુબુદ્દીન નામના માણુસને પ્રતિનિધિ તરીકે તેણે નીમ્યો. તેણે દિલ્હીમાં એક જયસ્તંભ બંધાવ્યો; તે દુનીઆમાંના ઘણાજ સુંદર ગણાતા મિનારામાંનો એક છે. મહંમદ ઘોરી મરણ પામ્યો પછી કુતુબુદ્દીને દિલ્હીના બાદશાહનું નામ ધારણ કર્યું. ૧૨૦૬.

૪. કુતુબુદ્દીને પોતાનું જીવન ગુલામ તરીકે શરૂ કર્યું હતું. મહાન પુરુષનું કુળ ગમે તેવું હોય તોપણ તેને પગલે ચાલવાનું મુસલમાનો ઘણું પસંદ કરતા. ખરેખર આથી ઉદ્યમ કરવાનું બધા મુસલમાનોને ઉત્તેજન મળતું, અને તેઓને ફતેહ મળતી તેનું આ પણ એક કારણ હતું. કુતુબુદ્દીન પછી બીજો ગુલામ ગાદીએ આવ્યો; દિલ્હીની ગાદીએ એકંદર નવ ગુલામ રાજા અથવા સુલતાનો થયા.

૫. આ ગુલામ વંશના રાજાઓ મુસલમાની સત્તા ઉત્તર હિંદુસ્તાનમાં હમેશાં વધારે ફેલાવતા ગયા. રજપૂતો તેમની સાથે બહાદુરીથી લડ્યા હતા, પણ અંદર અંદરના ઝગડાથી જુદા પડ્યા; તેઓ પાસે વળી મુસલમાનોની માફક સારા ઘોડા કે તેમના જેવી સારી તરવારો ન હતી એ સંભવિત છે. જોકે હિંદુસ્તાનમાં ઘણાં વર્ષોથી લોઢું મળી આવતું હતું, તો પણ ઉત્તમ ગજવેલ અને ઉત્તમ તરવારો તો ઇરાનમાંજ બનતાં.

૬. ગુલામ વંશના રાજાઓને પણ મોગલ નામના નવા ચઢાઈ કરનારા તરફથી મુશીબત વેઠવી પડી હતી. 'મોગલ' શબ્દ અંગ્રેજીમાં જેને 'મોંગોલીઅન' કહે છે તેજ છે. પીળી ચામડીવાળા, બદામના આકાર જેવી આંખોવાળા, તેમજ બીજાં જે લક્ષણો ચીનના લોકોમાં નજરે પડે છે તેવાં લક્ષણવાળા, એશિઆની પૂર્વના દૂર દેશોમાંથી ચઢી આવનાર લોકોને વાસ્તે આ નામ સામાન્ય રીતે વપરાતું. તેઓ ભટકતા

લોક હતા. ઘણો ભાગ ભરવાડ તથા ત્રાસ ઉપજાવે તેવા સિપાઈઓનો ધંધો કરનાર હતો. હજુ સુધી તેમણે મુસલમાન ધર્મ સ્વીકાર્યો ન હતો તેમજ મુસલમાન ધર્મ પાળનાર તુર્કોની સામે લડતા પણ હતા. ગુલામ વંશના રાજાઓના વખતમાં હિંદુસ્તાનને પણ તેમની ચઢાઇનો ડર લાગવા માંડ્યો.

૭. ગુલામ વંશના રાજાઓ પોતે તુર્ક હતા; પરંતુ તેમાંના ઘણા લડવૈઆઓ અફઘાન જાતના હતા. તેમની પછી ખિલજી વંશ શરૂ થયો. એ વંશના રાજાઓ તુર્ક કે અફઘાન હતા, અને વંશપરંપરા
૧૨૯૫ થી ૧૩૧૫ સુધી રાજ્ય કર્યું. તેમણે રાજ્ય કર્યું. આ બધા રાજાઓમાં ઘણો પ્રખ્યાત અલાઉદ્દીન હતો, જે હિંદુસ્તાનના ઇતિહાસમાં ઘણા મોટા લડવૈઆઓમાંનો એક ગણાય છે. તેણે મોગલોને પાછા હાંકી કાઢ્યા, તેમજ ઉત્તર હિંદુસ્તાનમાં બધે પોતાનું રાજ્ય સ્થાપ્યું, એટલુંજ નહિ પણ દક્ષિણ ઉપર પણ ચઢાઈ કરી. વિંધ્યા પર્વતની ટેકરીઓ અને જંગલોમાં થઇને તે ધસ્યો અને વાવાઝોડાની ઝડપથી દક્ષિણમાં ફરી વળયો. દેવગિરિ (દોલતાબાદ) નો કિલ્લો તેણે જીતી લીધો, પછી તેલુગુ લોકોનો દેશ પણ જીતી કબજે કર્યો; તે જાતે ઘાતકી માણસ હતો તોપણ રાજ્યકર્તા તરીકે ખરાબ ન હતો. જીતેલા પ્રાંતોના લોકોનું તે રક્ષણ કરતો.

૮. ખિલજી વંશના છેલ્લા સુલતાનને તેના સિપાઇઓએ મારી નાખ્યો અને ફરીથી એક તુર્કી ગુલામે તઘલખ નામનો વંશ સ્થાપ્યો.
૧૩૨૦ થી ૧૪૧૪. આ વંશે લગભગ સો વર્ષ રાજ્ય કર્યા પછી મોગલોના છેલ્લા હુમલાથી તેનો અંત આવ્યો.

૧૩૩૬ થી ૧૪૦૫ સુધી જીવ્યો. ૯. યુરોપના લોકોમાં તેમરલેન નામથી ઓળખાતો તૈમુર આ હુમલાનો સરદાર હતો. તેનો જન્મ સમરકંદ પાસેના ગામમાં થયો હતો, અને તે ધર્મે મુસલમાન હતો. એ વખતે ઘણા મોગલો ઇસ્લામ



દેવગિરિનો કિલ્લો.

ધર્મ પાળતા થયા હતા. તે **મુસલમાન** હતો છતાં બીજા **મુસલમાનો** તરફ રહેમથી જોતો હતો નહિ. પોતાના લાંબા જીવન દરમિઆન ઇરાન, એશિઆમાઇનર અને ઇજિપ્ટનાં જુનાં **મુસલમાની** રાજ્યોનો તેણે નાશ કર્યો; વળી તેણે **હિંદુસ્તાન** ઉપર ચઢાઈ કરી* અને **દિલ્હી** સર કર્યું, ૧૩૯૮.
અને ઉત્તર **હિંદુસ્તાનના** **મુસલમાનોને** હરાવી ત્રાસદાયક કતલ ચલાવી; છતાં તે **હિંદુસ્તાનમાં** રહ્યો નહિ, પણ **ચીન** ઉપર હુમલો કરવા તે ગયો અને આ ચઢાઈમાં તે મરણ પામ્યો.

૧૦. **દિલ્હીનું** **અફઘાન** રાજ્ય આ ફટકાની અસરમાંથી કદી મુક્ત થયું નહિ. બીજા વંશના રાજાઓના કબજામાં **દિલ્હી** આવ્યું હતું, પણ તેમની સત્તા **દિલ્હીથી** દૂર ફેલાઈ ન હતી. દક્ષિણના **મુસલમાનોએ** ૧૩૪૭થી
**બાહ્મણી** અથવા **બ્રાહ્મણી** નામનું નવું રાજ્ય સ્થાપ્યું. તેઓની મુખ્ય ૧૫૨૫.
રાજધાનીનાં શહેર ગુલબર્ગ અને **બીદર** હતાં; અને તેમની સત્તા **બંગાળાના** અખાતથી **હિંદી** મહાસાગર સુધી ફેલાયેલી હતી.

૧૧. આ રાજ્ય કેટલાક વરસ પછી ભાગી પડયું અને તેમાંથી પાંચ નાનાં **મુસલમાની** રાજ્યો બન્યાં.

(૧) **બિજાપુર**.........૧૪૮૯ થી ૧૬૮૮.
(૨) ગોવળકોંડા........૧૫૧૨ થી ૧૬૮૮.
(૩) **અહમદનગર**......૧૪૯૦ થી ૧૬૩૬.
(૪) વરાડ............૧૪૮૪ થી ૧૫૭૨.
(૫) **બીદર**...........૧૪૭૨ થી ૧૬૫૭.

૧૨. આ રાજ્યોની શી સ્થિતિ થઈ તે આપણે આગળ જતાં તપાસીશું, પણ આ બધાંની દક્ષિણે આવેલા **વિજયનગરના** નવા **હિંદુ** રાજ્યની હકીકત પહેલાં તપાસીએ. કૃષ્ણા નદીની દક્ષિણે આવેલો

* ખૈબરઘાટ ઓળંગીને.

હિંદુસ્તાનનો બધો ભાગ આને તાબે હતો, અને કેટલાક સૈકા સુધી આ રાજ્ય જોરાવર અને આબાદ હતું. તાલીકોટની લડાઇમાં બધા મુસલમાન રાજ્યોનાં એકઠાં લશ્કરોએ આખરે તેને હરાવી નાશ કર્યું. આ સમય પછીથી દક્ષિણ હિંદુસ્તાનમાં માત્ર નબળા, છુટા છવાયા હિંદુ રાજાઓ હતા.

---

૧૩. મહમદ પોતે તુર્ક હતો, પણ તેની ઘણી ખરી રૈયત અફઘાન હતી. અફઘાનો અને પઠાણો વચ્ચે માત્ર નામ સિવાય કાંઈ તફાવત નથી. તેઓ ખૈબરઘાટની પેલી તરફ આવેલી ટેકરીઓમાં અને સરહદ ઉપર બધે વસે છે. તેઓ તેમની પાસેના દેશોના લોકોથી તદ્દન જુદા પડે છે, અને તેમની ઉત્પત્તિ વિષે કંઈ હકીકત જાણવામાં આવી નથી. તેમની પુસ્તુ ભાષા હિંદુસ્તાનની બીજી ભાષાઓને મળતી નથી; પણ યાહુદીઓની ભાષાને કંઇક અંશે મળતી છે. અફઘાનોની ઘણી જાતો બની છે, જેઓ હમેશાં એક બીજા સાથે લડતા હોય છે, અને આથી પરદેશી લોકો કોઇક કોઇક વખત થોડા સમય સારૂ તેમને જીતી શકયા છે, છતાં તેઓ હમેશાં પરદેશી અમલમાંથી છુટા થઇ જતા, અને જયારે એકઠા થઇ હિંદુસ્તાન ઉપર હુમલો કરતા ત્યારે દુશ્મન તરીકે તેમનો ત્રાસ ઘણો લાગતો.

૧૪. હાલ જે સ્થળે દિલ્હી આવેલું છે ત્યાં હિંદુસ્તાનના ઇતિહાસની શરૂઆત પહેલાં ઘણાં વર્ષો અગાઉ એક શહેર હતું. ઘણા હિંદુ રાજાઓએ ત્યાં રાજ્ય કર્યું હતું, અને એમ કહેવાય છે કે એક હિંદુ રાજાના નામ ઉપરથી દિલ્હી નામ પડયું છે. મુસલમાનોએ દિલ્હી શહેર કબજે કર્યું ત્યાંસુધી તે કોઇ મહાન રાજ્યની રાજધાની તરીકે ગણાતું નહિ. મોગલ વંશના શરૂઆતના રાજાઓ દિલ્હી કરતાં આગ્રાને રાજધાની તરીકે વધારે ગણતા, પણ શાહજહાંના વખતમાં તે મોગલ રાજ્યની રાજધાનીનું શહેર બન્યું.



બાબર.




હુમાયું.

૧૫. **બાહ્મણી** એવું વિચિત્ર નામ પડવાનું કારણ એ છે કે જે **અફ્ઘાન** સરદાર એ રાજ્યનો સ્થાપનાર હનો તેના તરફ એક બ્રાહ્મણે તે સરદાર નાનો હતો ત્યારે માયાળુ વર્તણુક બતાવી હતી, અને એ ઉપકારના બદલા તરીકે પોતે ઉંમર લાયક થયો, ત્યારે તેણે **બાહ્મણી** નામ ધારણ કર્યું, અને તેથી તેનું રાજ્ય **બાહ્મણી** રાજ્ય કહેવાય છે.

## પ્રકરણ ૧૨ મું.

## શરૂઆતના મોગલ બાદશાહો.

### બાબર. હુમાયું.

૧. **હિંદુસ્તાન**નો પહેલો **મોગલ** રાજા **બાબર** હતો. ઘણા **મોગલો** માફક તે પણ મિશ્ર જાતનો હતો. તેની મા **મોગલ** જાતની હતી; કેમકે તે મહાન **તૈમુર**ના વંશમાં જન્મી હતી. તેનો બાપ **તુર્કસ્તાન**ના એક નાના જિલ્લાનો સરદાર હતો. બાપના મરણ પછી બાર વર્ષની ઉંમરે **બાબર**ને આ પ્રાંત વારસામાં મળ્યો. તેના બાળપણનો તથા જુવાનીનો બધો સમય લડાઈ લડવામાં પસાર થયો હતો. આનું પરિણામ એ આવ્યું કે **બાબર** એક જુવાન અને બહાદુર લડવૈઓ હતો તોપણ લડવામાં ફતેહ મેળવી શકયો નહિ, અને વારસો ખોઇ બેઠો. આને લીધે તેણે **તુર્કસ્તાન** છોડી **અફ્ઘાનિસ્તાન**માં પોતાનું નસીબ અજમાવવાનો નિશ્ચય કર્યો.

૨. એક સરદાર તરીકે તે બહુ પ્રખ્યાત હતો, અને આ સાહસમાં તેની સરદારી નીચે લડવા જવા પુષ્કળ લડવૈઆને તેણે રાજી જોયા. કેટલાંક વર્ષની લડાઈઓ પછી આ યત્નમાં **બાબર** ફાવ્યો, અને **અફ્ઘાનિસ્તાન**નો રાજા થયો. આ દેશમાં રહી તેણે **હિંદુસ્તાન** તરફ પોતાનું

લક્ષ દોડાવ્યું, અને દિલ્હીના અફઘાન રાજા ઉપર હુમલો કર્યો. પાણિપતની મોટી લડાઈમાં બાબરે તેને હરાવ્યો, અને દિલ્હીનું અફઘાન રાજ્ય પોતાનું બનાવ્યું. પણ પોતાને સંતોષ મળે એટલું મોટું આ રાજ્ય ન હતું. આથી તેણે રજપૂતો સામે ત્રાસદાયક લડાઈઓ ચલાવી, અને ઉત્તર હિંદનો બધો ભાગ જીતવા પ્રયત્ન કર્યો; પણ જીત મેળવવાના સમયેજ તેનું અવસાન થયું; લડાઈના શ્રમથી ઘસાઈ
૧૫૩૦. ગયેલો બાબર પચાસ વર્ષની ઉંમરે મરણ પામ્યો.

૩. બાબર વિષે આપણે ઘણું જાણીએ છીએ, કારણ કે તેની હકીકત મુસલમાનોના લખેલા ઇતિહાસમાંથી વાંચી શકીએ છીએ એટલુંજ નહિ પણ પોતે લખેલા જીવનચરિત્રમાંથી પણ મળે છે. તેણે પોતાની જિંદગીનો લાંબો અહેવાલ લખ્યો છે, જેમાં પોતાના ચરિત્ર ઉપરાંત પોતાના વિચારો અને લાગણીઓનું વર્ણન પણ કર્યું છે. આથી તેની દરેક લડાઈની હકીકત ક્રમવાર મળી આવે છે. વખતો વખત તે મોટા જોખમમાં આવી પડતો છતાં ધીરજ અને ચતુરાઈ ખોઇ બેસતો નહિ. આ ગુણોથી તે ઇતિહાસમાં સૌથી મોટો યોદ્ધો મનાયો છે. આપણને માલમ પડે છે કે તે દીલનો ઉદાર તથા માયાળુ હતો, અને હિંદુસ્તાનની બહાર આવેલી પોતાની જન્મભૂમિ સારૂ તેને બહુ પ્રેમ હતો. અહીં તેના શબને તેની ઇચ્છા મુજબ દાટવા લઈ જવામાં આવ્યું હતું. હિંદુસ્તાનને તે બહુ વખાણતો નહિ, અને પોતાના વતન તરીકે તેને માન્યો પણ નથી: આ દેશનો ખોરાક પણ તેને ગમતો નહિ. અફઘાનિસ્તાનના ઉજ્જડ પર્વતો, ઠંડા ઝરા, તથા બરફના ભાગો તેને બહુ ગમતા.

૧૫૩૦. ૪. તેની પછી તેનો પાટવી કુંવર હુમાયું ગાદીએ આવ્યો. હુમાયુંના લાંબા રાજ્યમાં ત્રાસદાયક તથા ખુનખાર લડાઈઓ નિરંતર ચાલ્યા કરતી. તેના દુશ્મનો નીચે પ્રમાણે હતા:—

(૧) તેના પોતાના ભાઈઓ;

(૨) શેરખાન નામનો એક અફઘાન સરદાર.

૫. બાબર માફક શેરખાન સાહસિક હતો; તે બંગાળાનો માલીક થઈ પડયો, અને એક સમયે તેણે હુમાયુંને હિંદુસ્તાનની બહાર તદ્દન ૧૫૪૨.
હાંકી કાઢયો, અને દિલ્હીની ગાદીએ બેઠો. હુમાયું ઇરાન નાસી ગયો, અને શેરખાન જીવતો હોત તો હુમાયું ફરી રાજય કરી શકત કે નહિ એ શક પડતું છે; પણ શેરખાન રજપૂતો સામે લડતાં મરણ પામ્યો, ૧૫૪૫.
અને આખરે ઇરાનના શાહે હુમાયુંને લડાઈ લડીને હિંદમાં ફરી દાખલ થવા સારૂ લશ્કરની મદદ કરી. હુમાયુંએ અફઘાનિસ્તાન તથા પંજાબ જીત્યાં, અને દિલ્હીનો ફરી કબજો લીધો. છ માસ પછી તે મરણ પામ્યો.

૬. હુમાયું જોકે તેના બાપની માફક માણસો ઉપર સરદારી કરી શકે તેવો ન હતો તોપણ તે એક મોટો લડવૈઓ હતો. તેના દુશ્મનો પૈકી તેના પોતાના ભાઈઓ મુખ્ય હતા, તોપણ તેમના તરફ હુમાયુંએ બતાવેલી મમતાને સારૂ પણ તે વખાણને પાત્ર છે. તે વખતના દગા તથા લોહી લુહાણના સમયમાં પણ કેટલાંક માયાળુ કૃત્યો નજરે પડે એ આનંદકારક છે.

---

૭. શેરખાન લડવૈઓ હતો એટલુંજ નહિ પણ રાજનીતિમાં પણ એક કુશળ પુરુષ હતો. તેણે રાજયપદ્ધતિમાં કેટલાક સુધારાની શરૂઆત કરી, જેનું અનુકરણ કરવાથી અકબર પ્રખ્યાત થયો છે.

## પ્રકરણ ૧૩મું.

## મોગલ રાજ્ય.

### અકબર. જહાંગીર. શાહજહાં.

૧. હવે અકબરનું રાજ્ય શરૂ થાય છે. મોગલ રાજ્યમાં તે સૌથી લાંબા સમયવાળું છે, અને આ રાજ્યથી હિંદુસ્તાનના ઇતિહાસના એક નવા યુગની શરૂઆત થાય છે.

૧૫૪૩. ૨. હુમાયુંની જિંદગીના દુઃખના દિવસોમાં અકબરનો જન્મ થયો હતો. તે વખતે તેનો બાપ ઇરાન જવા રણમાં થઈ નાશભાગ કરતો હતો. બાળપણમાં તે તોફાની સંજોગોમાં ઉછર્યો હતો, અને તેનો બાપ મરી જવાથી તે એકલો પડ્યો ત્યારે તેની ઉંમર માત્ર તેર વર્ષની હતી. સારા નસીબે બહેરામ નામનો એક તુર્કી હાકેમ, જે હુમાયુંના તાબામાં સરદાર હતો તે તેનો ઇષ્ટ મિત્ર હતો. તેણે અકબરને માટે દિલ્હી, પંજાબ, તથા અફઘાનિસ્તાનનું રાજ્ય એ ત્રણે સાચવી રાખ્યાં હતાં.

૩. પણ થોડાં વર્ષમાં અકબર ઉંમર લાયક થયો. બહેરામના
૧૫૬૦. અમલથી તે કંટાળ્યો હતો, અને બહેરામને નોકરી છોડી આરામ લેવાનો તેણે આગ્રહ કર્યો. બહેરામે તે પ્રમાણે કર્યું, અને નોકરી છોડ્યા પછી એક અફઘાન ખુનીને હાથે થોડા વખતમાં તેનું મોત થયું.

૪. અકબરે પોતાની આસપાસ નજર ફેંકી, અને પોતાની સ્થિતિની નબળાઈ વિષે વિચાર કરવા લાગ્યો. અફઘાન રાજાઓ માફક તેની પાસે મદદ આપનાર અફઘાન સિપાઈઓ ન હતા, અને મધ્ય એશિઆના છેક દૂર ભાગમાં ભટકતા મોગલોનો પુરતો ટેકો તે મેળવી શક્યો નહિ. તેને જણાયું કે હિંદુસ્તાન ઉપર રાજ્ય કરવા



ચિતોડનાં ખંડેરો.

સારૂ હિંદના વતનીઓને મિત્ર કરવા જોઈએ, અને પોતાના રાજયને ટકાવવાના બળ અર્થે દેશીઓની મદદ લેવી જોઈએ. મુસલમાન તથા હિંદુ બંનેને બની શકે તો મિત્ર તરીકે અગર તો રૈયત તરીકે પોતાના પક્ષમાં ખેંચવા જોઈએ એમ પણ તેને લાગ્યું.

૫. આ યોજનાનો અમલ કરવા તેને નીચે લખેલા રાજાઓ સાથે કામ લેવાનું હતું :—

(૧) રજપૂત રાજાઓ.

(૨) મુસલમાન રાજાઓ — ખાસ કરીને અફઘાન જાતના — જેમનું રાજય તે વખતે ઉત્તર હિંદના કેટલાક ભાગમાં હતું.

૬. રજપૂત રાજાઓ એક પછી એક પુરા તાબે થયા. ચિતો-ડનો મોટો કિલ્લો પણ કબજે કરવામાં આવ્યો. રજપૂતોએ આખર ૧૫૬૭.
સુધી તેનું રક્ષણ કર્યું. તેઓએ પોતાની સ્ત્રીઓને મારી નાખીને મોગલોની તરવાર સામે પોતાની દેહ ઝંપલાવી. પરંતુ ચિતોડ દુશ્મનને હાથ ગયું, અને અત્યારે નજરે પડે છે તેવાં જથાબંધ ખંડેરો ત્યાં થયાં; બીજું કોઈ પણ શહેર અકબરની સત્તા સામે થયું નહિ. લગભગ બધા રજપૂત રાજાઓએ અકબરને પોતાના ઉપરી રાજા તરીકે માન્ય રાખ્યો.

૭. આવી રીતે વળી ઉત્તર હિંદના બીજા મુસલમાન રાજાઓ તાબે થયા. ગુજરાત અને બંગાળાના મેદાનો ઉપર, કાશ્મીરના પર્વતોમાં, અને સિંધના રેતાળ રણોમાં અકબરે ફતેહ મેળવી. તે મોટો લડવૈઓ હતો એટલુંજ નહિ પણ એક મહાન સરદાર પણ હતો. જયાં જયાં દુશ્મનની ખામીઓ માલમ પડતી ત્યાં ત્યાં નવાઈ પમાડે એવી ઝડપથી તે ફરી વળતો અને ઘણા સખત પ્રહાર કરતો. તેના પરાક્રમની અસર દખ્ખણ સુધી ફેલાઈ. અહમદનગર સામે તે કેટલીક

લડાઈઓ લડયો. આ શહેરમાં એક બહાદુર મુસલમાન જાતની રાણી ચાંદબીબી રાજ્ય કરતી હતી. પોતાના એક સરદારને હાથે તેનું મોત થયું તેથી અહમદનગરનું રાજ્ય અકબરને હાથ ગયું. છેવટે અકબર બધા ઉત્તર હિંદનો માલીક થયો.

૮. બીજી તરફથી તે અફઘાનિસ્તાન ખોઈ બેઠો. જંગલી અફઘાનોએ તેની સામે બળવો ઉઠાવ્યો. તેમને વશ કરવા અકબરે ઘણાં સૈન્ય મોકલ્યાં, જેમાંના એકનો સેનાધિપતિ માનસિંગ નામનો હિંદુ સરદાર હતો. મોકલેલા માણસોએ કેટલીક જીતો મેળવી, પણ આખરે અફઘાનો જીત્યા, અને તે વખતથી અફઘાનિસ્તાન ઉપર હિંદી અમલ બંધ થયો.

૯. અકબર પોતે ઉંચો અને મજબુત માણસ હતો. ઘણા મોગલોના કરતાં તેનું જીવન વધારે મિતાહારી હતું. તે માંસ ભાગ્યેજ લેતો અને દારૂ થોડોજ પીતો. એક દિવસમાં તે પગે સહેલાઈથી ત્રીસ માઇલ જઈ શકતો, તેમજ ઘોડે બેસીને સો માઇલ જતો. શિકાર કરવાના સ્થળે, કે રણક્ષેત્રમાં, જ્યાં હોય ત્યાં, પોતે જોખમને વધાવી લેતો; તોપણ તે ઘાતકી ન હતો. જે સમયમાં અકબર થઈ ગયો તે સમય ઘાતકી કામોને માટે જાણીતો છે. મોગલ ઇતિહાસના દરેક પાને કપટ તથા ખૂનની હકીકત વાંચીએ છીએ; પણ અકબરે બનતા સુધી કોઇનો પ્રાણ લીધો નથી.

૧૦. તેને આપણે પહેલવહેલો એક જીત મેળવનાર તરીકે જોઈએ છીએ, પણ લડાઈના વિષય સિવાય ઘણી બાબતોમાં તેનું મન રોકાયેલું રહેતું. તે સુંદર કળાનો હિમાયતી તથા શોખીન હતો. કાશ્મીરમાં બનતી શાલો, તાનસેનનું સંગીત, ઇરાનનાં ચિત્રો, તથા શિલ્પશાસ્ત્રને લગતી જે કંઈ સુંદર વસ્તુઓ જોતો તે દરેક બાબતમાં તે બહુ



ચાંદબીબી.



ફતેહપુર સિક્રી.

રસ લેતો. પોતાને રહેવા સારૂ ફતેહપુર સિક્રી નામનું નવું શહેર અકબરે બંધાવ્યું. આ શહેરનું દરેક મકાન કારીગરીનો ચમત્કારી નમુનો હતો. આ શહેર બાંધવામાં રાતા પત્થર તથા સફેદ આરસ વાપરવામાં આવ્યા છે, અને તે સમયના ઉત્તમ કારીગરોએ તેમાં કોતરકામ કર્યું છે. આ નવા બાંધેલા શહેરમાં અકબર પોતાની ભભકાદાર કચેરી સાથે તેમજ પોતાની પાસે રાખેલા વિદ્વાન તથા ડાહ્યા માણસોની સાથે રહેતો.

૧૧. ધર્મ જેવા અગત્યના વિષય ઉપર તેનું ચિત્ત પરોવાયેલું રહેતું. હિંદુઓ અને મુસલમાનો પોત પોતાના ધર્મ ખાતર કેમ હમેશાં લડ્યા કરે છે, તેમજ બન્ને કોમ એક સરખી રીતે માની શકે તથા પાળી શકે એવો કોઈ ધર્મ તેમને નહિ જડી શકતો હોય કે શું, એ વિષે તેને ઘણી નવાઈ લાગતી. વારંવાર પોતાની રૂબરૂ બન્ને પક્ષના વિદ્વાન માણસોને તે બોલાવતો, અને પોતાની સમક્ષ તેમના સિદ્ધાન્તોની ચર્ચા કરવા ફરમાવતો. ખ્રિસ્તીઓનું કહેવું પણ તે સાંભળતો; અને આ ઉપરથી તે માનવા લાગ્યો કે બધા ધર્મો જે ઇશ્વરને પૂજે છે તે એકજ છે, અને જે જુદાં નામોથી તે પુજાય છે તે નામ તથા ધાર્મિક ક્રિયાઓ કાંઈ અગત્યનાં નથી. પરમેશ્વરની સાદી ભક્તિ સિવાય જેમાં બીજી કાંઇ બાબત ન હોય એવી તરેહનો નવો ધર્મ શોધી કાઢવા તે બેઠો. પરંતુ ઘણા મુસલમાનો અગર ઘણા હિંદુઓને પોતાનો મત માનવાનું તેણે દબાણ કર્યું નહિ.

૧૨. હિંદુ અને મુસલમાનોને દેશના રાજ્ય કારભારમાં હળીમળીને કામ કરવાનું સમજાવવામાં તે વધારે સારી રીતે ફાવ્યો. પોતાના અમલદારો બન્ને પક્ષમાંથી પસંદ કરતો, અને જ્યારે તે અમુક હિંદુઓમાં સૌથી ઉંચી શક્તિઓ જોતો ત્યારે તેવા હિંદુઓને સૌથી ઉંચી

સત્તાવાળી જગાઓએ નીમતો. જયપુરનો માનસિંગ અફઘાનિસ્તાનમાં તેના સરદારનું કામ કરતો. ટોડરમલ તેનો મહેસુલ ઉઘરાવનાર મુખ્ય અમલદાર હતો. મશ્કરો બિરબલ તેનો એક સરદાર હતો, એટલુંજ નહિ પણ તેનો એક અંગત મિત્ર હતો. હિંદુઓ અકબરનો આ ગુણ સમજયા, અને તે ખાતર તેનો આભાર માનતા. રજપૂતો પણ અકબરને મિત્ર જેવો ગણતા, અને ઘણા બહાદુર સિપાઇઓની મદદ આપતા. હિંદુ રાજાઓની કુંવરીઓને પરણી અકબરે હિંદુઓ માટેની પોતાની લાગણી વધારામાં બતાવી. આમ કેટલાંક રજપુત કુટુંબો સાથે પોતાનો સંબંધ જોડ્યો.

૧૩. હિંદુસ્તાનના અફઘાન રાજાઓ હિંદુઓ પાસેથી જજીઆ નામનો ખાસવેરો ઉઘરાવતા. મુસલમાનોનો એ નિયમ હતો કે જયારે તે લોક કોઈ દેશ જીતતા ત્યારે ત્યાંના વતનીઓને મુસલમાન ધર્મ સ્વીકારવાની અગર આ વેરો ભરવાની, એમ બે રીતમાંની એક પસંદ કરવાનું કહેતા. છતાં અકબરે તે વેરો રદ કર્યો અને હિંદુ મુસલમાનને સરખા ગણ્યા.

૧૪. દેશની ઉપર રાજય કરવાની બાબતમાં મહેસુલ કેટલી રાખવી તેમજ તેને યોગ્યરીતે ઉઘરાવવાનું નક્કી કરવાનું કામ પહેલું હાથમાં લેવા અકબરે નિશ્ચય કર્યો. તેથી

(૧) તેણે ગામડાંની જમીનની કાળજીપૂર્વક માપણી કરાવી;

(૨) ઉપજનો ૧/૩ ભાગ મહેસુલ તરીકે ઠરાવ્યો;

(૩) આ મહેસુલ ઉઘરાવવાને તેણે અમલદારો નીમ્યા.

૧૫. આવી વ્યવસ્થાથી તેણે પહેલાં કરતાં મહેસુલની આવક વધારી, છતાં ખેડુતોને અગાઉ જે મહેસુલ ભરવી પડતી તેના કરતાં તેમની પાસેથી તે ઓછી લેતો. પોતાના બધા અમલદારોને તે ઠીક


જહાંગીર.


નુરજહાન.



पानिपत
शिक्री
कनोज
जोधपूर
उदेपूर
चितूर
बनारस
गोवळकोंडा
अकबरचा सुभा:
काबूल
लाहोर
मुलतान
दिल्ली
आग्रा
अयोध्या
अलाहाबाद
अजमीर
गुजरात
माळवा
बहार
बंगाल
खानदेश
वऱ्हाड
अहमदनगर
इंग्रजी मैल
० ५० १०० २०० ३०० ४००


૧૬૦૫નું હિંદુસ્તાન.

બંદોબસ્તમાં રાખતો. ટંકશાળ તથા લશ્કર ઉપર સારી દેખરેખ રહેતી. મુસલમાનોને લગના કાયદાનો ઇન્સાફ કાઝીઓ કરતા, હિંદુઓના કાયદાઓનો ચુકાદો બાદશાહે નીમેલા અમલદારો મારફત થતો. કેટલેક પ્રસંગે હિંદુઓના કાયદા અને રીતરિવાજો બદલવાને અકબર યત્ન કરતો; દાખલા તરીકે તેણે હુકમ કર્યો હતો કે કોઈપણ વિધવાએ તેની પોતાની ઇચ્છા સિવાય ધણીના શબ સાથે બળી મરવું નહિ, અને તેની પોતાની તે ઇચ્છા તેણે અમલદારોની રૂબરૂ દર્શાવવી.

૧૬. અકબરની જુદી જુદી શકિતઓનો એક યોદ્ધા તરીકે, રાજ્યનીતિ જાણનાર તરીકે, તથા કળાના હિમાયતી તરીકે કયાસ કરીશું તો અત્યાર સુધીમાં થયેલા બાદશાહોમાં તેને છેક આગલી પદવી આપવી પડશે. તે ૧૬૦૫ માં મરણ પામ્યો.

૧૭. અકબરની પછી ગાદીએ બેસનાર સલીમ એક રજપુત ૧૬૦૫ કુંવરીને પેટે જન્મેલો અકબરનો પુત્ર હતો. તેણે જહાંગીર એટલે "દુનીઆનો જીતનાર" એવો ઇલકાબ ધારણ કર્યો. તે એક મહાન પિતાનો નાલાયક પુત્ર હતો અને વળી ઘાતકી તથા દારૂડીઓ હતો; પરંતુ તેણે અકબરના સારા રાજ્યને ઉંધું વાળ્યું નહિ. આનું એક કારણ એ હતું કે તેનું લગ્ન નુરજહાન* નામની એક ચતુર સ્ત્રી સાથે થયું હતું. તે સ્ત્રીનો જહાંગીરની બધી સત્તામાં ભાગ હતો; તેનું નામ બાદશાહી સિક્કાઓ ઉપર પણ લખવામાં આવતું; વળી એમ જણાય છે કે તે પોતાની સત્તા દેશના ભલા માટેજ વાપરતી.

૧૮. જહાંગીરના રાજ્યમાં પણ વિગ્રહો થયા હતા. ઉદેપુરના રાજાને છેવટે મોગલોને તાબે થવાની ફરજ પડી હતી. જહાંગીરના સરદારોએ તેમજ તેના છોકરાએ તેની સામે બંડ ઉઠાવ્યું હતું, પરંતુ

* દુનીઆનું તેજ.

આ ઉપાધિઓ વિષે વિચાર કરવાની જરૂર નથી. હિંદુસ્તાન ઉપર આથી ભાગ્યેજ કાંઈ અસર થઈ હતી.

૧૨૭. ૧૯. પોતાના બાપની માફક એક રજપૂત કુંવરીને પેટે જન્મેલો શાહજહાં જહાંગીરના મરણ પછી ગાદીએ આવ્યો. તે કાળજીવાળો રાજા હતો, અને રાજને તેણે બંદોબસ્તમાં રાખ્યું; પરંતુ સુશોભિતપણું, ખાસ કરીને સુંદર મકાનોનું, તેને બહુ પસંદ હતું તેથી તેને લોકો બહુ સંભારે છે. કરોડ રૂપીઆથી પણ વધારે કિંમતના રત્નોથી જડી લીધેલા મયૂરાસનનો બનાવનાર પણ પોતેજ હતો. તેણે દિલ્હી શહેરને નવા મકાનોવાળું બનાવ્યું. તેમાં એક જુમામસીદ નામનું મકાન છે, જે ઘણે ભાગે હિંદુસ્તાનમાં સૌથી સુંદરમાં સુંદર મસીદ ગણી શકાય. આગ્રામાં તેણે પોતાની સ્ત્રી મુમતાજમહાલના માનમાં તાજમહેલ નામની કબર બંધાવી. આપણે ધ્યાનમાં રાખવું જોઇએ કે આમ છતાં તે પોતાનો ઘણો વખત દિલ્હીમાં ગાળતો અને તેનાજ રાજ્ય સમયમાં દિલ્હી મોગલ બાદશાહોની રાજધાનીનું શહેર થયું.

૨૦. તેને લડાઇઓ પસંદ ન હતી, તોપણ દખ્ખણના મુસલમાની રાજ્યો સામે ઘણીવાર લડાઇઓ લડયો હતો. અકબરે અહમદનગર ઉપર ચઢાઈ કરી હતી તે આપણે જાણી ગયા છીએ. આ પછી અહમદનગરે ખોયેલી સત્તા પાછી મેળવી હતી, તોપણ શાહજહાંના વખતમાં તેનો હમેશને વાસ્તે નાશ થયો. બિજાપુર તથા ગોવલકોંડાનાં રાજ્યોએ તેની સામે ટક્કર ઝીલી હતી, અને તેમાં તેઓ કાંઇક ફાવ્યા હતા.

૨૧. આ વિગ્રહોમાં શાહજહાંનો સરદાર તેનો પુત્ર ઔરંગઝેબ હતો. એ ઔરંગઝેબને એક દિવસે ગાદી લેવાની ઇચ્છા થઈ આવી. ખુનખાર લડાઈ લડીને તેણે પોતાના ભાઇઓને હરાવ્યા, કબજે કર્યા, અને



શાહજહાં.



મુમતાજમહાલ અને શાહજહાંની કબર.



જુમા મસીદ.



તાજ મહેલ.

મારી નાખ્યા; કેમકે તેઓ તેના હકમાં આડે આવનારા હતા. તે પછી
તેણે પોતાના બાપને પકડ્યો અને કેદ કર્યો, અને બાદશાહ તરીકેના હક ૧૬૫૦.
કે નામ વિના સાત વર્ષ સુધી હિંદુસ્તાન ઉપર તેણે રાજ ચલાવ્યું. ૧૬૫૮.
આખરે ઘરડો બાદશાહ **શાહજહાં** મરણ પામ્યો અને **ઔરંગઝેબે** રાજ કરવું શરૂ કર્યું.

---

૨૨. **ચિતોડના** રાજાઓ **અકબરને** કદી તાબે થયા ન હતા, અને તેના મરણ પહેલાં ઘણે દૂર **અરવલ્લી** પર્વતોમાં **ઉદેપુર** નામની નવી રાજધાનીનું શહેર **રજપૂતોએ** ક્યારનુંએ પોતાને વાસ્તે બંધાવ્યું હતું. આ શહેર **મોગલો** કદી જીતી શક્યા નહિ.

૨૩. હિંદુસ્તાનના રાજાને વાસ્તે વપરાતો ફારસી શબ્દ "**પાદશાહ**" હતો, જેને બદલે તુર્કોમાં "**પાશા**" ઇલકાબ વપરાય છે. હિંદુઓ બાદશાહનો અર્થ સૂચવવા ઘણા શબ્દો વાપરતા, જેના એક દાખલા રૂપે **રાજાધિરાજ** એટલે રાજાઓનો રાજા એ શબ્દ છે.

૨૪. **અકબરનું** પુરૂં નામ **જલાલઉદ્દીન મહંમદ અકબર** હતું.

૨૫. **અકબરની** પહેલાંના રાજાઓ સામાન્ય રીતે જમીનવેરો ઉઘરાવવાનું કામ ઇજારદારને આપતા. એ રાજાઓ આ વેરો ઉઘરાવવાનો હક અમુક ઇજારદારને વેચતા. તે ઇજારદાર રાજાને અમુક રકમ ભરતો અને પછી પોતાને વાસ્તે વેરાની રકમ ઉઘરાવી લેતો. પોતાને ઉઘરાવવાનો હક હોય તેનાથી ઘણો વધારે વેરો તે વારંવાર ઉઘરાવતો. વેરો ઉઘરાવવાનો ઇજારો આપવાની આ યોજના ખરાબ છે, પણ **અકબર** પછીના બીજા રાજાઓએ તે જારી રાખી, અને માત્ર બ્રિટિશ રાજ શરૂ થતાં તે બંધ પડી.

## પ્રકરણ ૧૪ મું.

## મુસલમાની રાજ્ય. ધર્મને લગતા ફેરફારો.

૧. મહંમદના સમયથી માંડીને તૈમુરના સમય સુધી મુસલમાનો હિંદુસ્તાનમાં મુખ્યત્વે કરીને હુમલો કરનારી પ્રજા તરીકે નજરે પડે છે. તેઓ દેશને ઉજ્જડ કરતા અને લૂટ ચલાવતા; પણ વખત જતાં તેમાંના ઘણાને સૂઝવા લાગ્યું કે જે સત્તા તેઓએ મેળવી હતી તેની સાથે કેટલીક ફરજો પણ જોડાઈ હતી; અને પોતાની રૈયત સારૂ રાજ્ય કરવાની પદ્ધતિ ઘડી કાઢવા તેઓએ યત્ન કર્યો. આપણે તેમના વિચારો તપાસીએ.

૨. પોતાના કાયદા તેમણે કુરાનમાંથી લીધા, અને મુસલમાનોના બધા દાવાઓ કુરાન ભણેલા કાજી નામના મુન્સફો ચલાવતા. પરંતુ હિંદુઓને લગતા દાવા રાજાના નીમેલા અમલદારો—મુખ્યત્વે કરીને જે મહેસુલ ઉઘરાવતા હતા તેમની પાસે મોકલવામાં આવતા. આ અમલદારો પોતાના ચુકાદા દેશના રિવાજ પ્રમાણે આપતા.

૩. મહેસુલ ઉઘરાવવાનું કામ તે વાસ્તે નીમેલા અમલદારો કરતા. જમીનની ઉપજનો અમુક ભાગ મહેસુલ ગણાતો. આ ઉપજ ગામડાંના લોકો હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં જુદી જુદી રીતે ભરતા. જેઓ મુસલમાન ન હતા તેમને '**જજીઆ**' નામનો ખાસ વેરો ભરવો પડતો.

૪. ઇસ્લામ ધર્મની ભક્તિ મસીદોમાં થતી. ધર્મગુરુઓ મુલ્લા કે મૌલવી કહેવાતા. તેઓ પરણતા હતા; અને સામાન્ય રીતે તેમની પછી તેમના છોકરા ધર્મગુરુઓ થતા; પણ આમ હમેશાં થતું નહિ; તેથી મુલ્લાઓની બ્રાહ્મણો જેવી નાત થઈ નહિ.

૫. મુસલમાન સિપાઇઓને રાજા તરફથી કેટલીકવાર પગાર મળતો, અને કેટલીક વખત પોતાથી મેળવી શકાય એવી કોઈ પણ લૂટ ખાતર તેઓ લડાઈ લડતા. ધીમે ધીમે રાજાઓ પોતાના મુખ્ય અમલદારોને છુટક જમીન બદલા રૂપે બક્ષીસ આપવા લાગ્યા. તે બક્ષીસને જાગીર કહેતા. આવી જમીનનો ભોગવનાર જાગીરદાર કહેવાતો, પણ તે જમીનનો માલીક ન હતો, કેમકે તે જમીન રાજાના તાબાની ગણાતી. તે જમીનની પેદાશમાંથી જે આવક થતી તેજ તેને મળતી.

૬. મુસલમાની હુમલાના સમયના સૈકાઓ દરમિઆન હિંદુસ્તાનનાં ઘણાં શહેરો આબાદ રહ્યાં એમાં કાંઈ શક નથી. મુસલમાન ઇતિહાસ લખનારા એમ કહે છે, અને તેને યુરોપના મુસાફરો પણ ટેકો આપે છે. મુસલમાન શાહજાદાઓમાં પણ કેટલાક હમેશાં સાહિત્ય અને કળાના શોખીન હતા. પુસ્તકાલયો અને મસીદો સારૂ ઉમદા મકાનો તેઓ તૈયાર કરાવતા; તે મકાનોની આસપાસ સુંદર બગીચાઓ બનાવતા; આમ છતાં કાયમની લડાઇઓથી પણ દેશને મોટું દુઃખ વેઠવું પડયું હશે. દરેક સ્થળે હિંદુઓને પોતાના મંદિરો તોડી નાખેલાં નજરે પડતાં. ઘણાં શહેરોનો તદ્દન નાશ થયો. મુસલમાન રાજાઓ કદી લાંબો વખત શાંતિ જાળવી શકયા નહિ. હિંદુઓ તેમની સામા થયા; તેમના પોતાના સરદારોએ બળવા કર્યા, અને ઉત્તરમાંથી નવા ચઢાઈ કરનારાઓએ તેઓના ઉપર હલ્લા કર્યા. મોગલો જયારે દિલ્હીના બાદશાહ થયા ત્યારેજ ફકત હિંદુસ્તાનમાં થોડો સમય બધે શાંતિ અને બંદોબસ્ત જોવામાં આવ્યાં.

૭. આપણે યાદ રાખવું જોઇએ કે આ અરસામાં ઘણા મુસલમાનો હિંદુસ્તાનમાં રહેતા હતા, અને એ લોકો હિંદુસ્તાનને પોતાનું વતન માનવા લાગ્યા હતા. પોશાક પણ તેમણે બદલ્યો હતો. મખ્ય

એશિઆમાં જે જાડા ગરમ ડગલા પહેરતા હતા તે પહેરવા તેમણે મૂકી દીધા, અને સુતરાઉ પહેરવા માંડ્યા. હિંદુઓ તરફ તેમનો મિત્રભાવ વધ્યો. પરિણામમાં કેટલાક હિંદુઓ ઇસ્લામ ધર્મના ઉપદેશો સાંભળવા લાગ્યા અને મુસલમાન થયા.

૮. હિંદુઓને અને મુસલમાનોને એક સામાન્ય ધર્મથી જોડવાના પ્રયત્નો પણ થયા હતા. એક પ્રયત્ન અકબરે કર્યો હતો તે આપણે
શુમારે જાણીએ છીએ; અને બીજો પ્રયત્ન કબીર નામના એક ઘણા નમ્ર
૧૪૪૦. જીવનવાળા પુરુષે કર્યો હતો. તે એક બ્રાહ્મણ વિધવાનો તજી દેવાએલો છોકરો હતો. તેને એક મુસલમાન વણકરે ઉછેર્યો હતો. મોટપણે તે રામાનંદ નામના એક હિંદુ ગુરુનો ભકત થયો, અને પછીથી જાતે ધર્મગુરુ થયો. હિંદુઓના દેવોને તે પૂજતો નહિ; પણ પરમેશ્વરને ખુલ્લી નજરે જોનાર, અને તે સર્વવ્યાપક છે એમ માનનાર, કોઇ પણ માણસને મોક્ષ મળે છે એમ તે બોધ કરતો.

૯. કબીરનો ગુરુ રામાનંદ હિંદુસ્તાનના ઘણા ભાગોમાં ધાર્મિક ફેરફાર કરનાર વૈષ્ણવ સાધુઓમાંનો એક હતો. તે ધર્મના ભકતો ખાસ કરીને કૃષ્ણના સ્વરૂપવાળા વિષ્ણુને ભજતા, અને માણસોને ભકિતથી અથવા પરમેશ્વરના તરફ પ્રેમ બતાવ્યાથી મોક્ષ મળે છે એમ ઘણી રીતે ઉપદેશ કરતા. કેવી રીતે અને હિંદુસ્તાનના કયા ભાગમાં આ ઉપદેશ અપાવવો શરૂ થયો તે માલમ પડતું નથી, પણ તે દક્ષિણમાંથી શરૂ થયો હશે એમ સંભવિત લાગે છે. જેમ બંગાળામાં
શુમારે ચૈતન્યે આ ઉપદેશની શરૂઆત કરી તેમ હિંદુસ્તાનના જુદા જુદા
૧૪૮૬. ભાગોમાં જુદા જુદા ઉપદેશકોએ તેની શરૂઆત કરી હતી. બીજા સ્થળ કરતાં વધારે ભાગે બંગાળામાં લોકો કાલીમાતા અને બીજા દેવદેવીઓને જુના સમય મુજબ પ્રાણીહિંસા કરી બળિદાન આપતા



દીવાનીખાસ, દિલ્હી.



ઔરંગઝેબ.

બંધ પડ્યા ન હતા. ચૈતન્યને આ બળિદાનમાં શ્રદ્ધા ન હતી, અને તેણે ગામેગામ ફરીને સ્નેહવાળી ભકિત એજ બળિદાન પરમેશ્વરને પસંદ છે એવો ઉપદેશ કરીને પોતાની જિંદગી પુરી કરી.

૧૦. ચૈતન્ય માફક ઘણા ગુરુઓ માનતા કે પરમેશ્વર દરેક નાતના માણસને સરખી રીતે સ્વીકારે છે; અને એ ગુરુઓએ કોઈપણ નાતના માણસને ધર્મ ભકિતમાં પોતાના જોડીઆ તરીકે આવકાર આપ્યો છે; પણ કોઈ પણ ગુરુએ પોતાના નિત્ય જીવનમાં નાતના રિવાજ છોડ્યા નહિ.

૧૧. હિંદુસ્તાનમાં કોઈ મોટો મુસલમાન ધર્મગુરુ થયો નથી; અને જોકે મુસલમાનો જુદા જુદા સમુદાયમાં વહેંચાઈ ગયા છે છતાં તેમાંનો એકે પંથ હિંદુસ્તાનમાં ઉત્પન્ન થયો નથી એ બાબત આપણે લક્ષમાં રાખવી.

## પ્રકરણ ૧૫મું.

## ઔરંગઝેબ.

### મોગલ રાજ્યની પડતી.

૧. ઔરંગઝેબને શરૂઆતનું જીવન લડાઇઓમાં ગાળવું પડયું હતું. જુવાનીમાં તે પોતાના બાપ તરફથી દખ્ખણમાં લડ્યો હતો; વળી પોતાના ભાઇઓ સાથે તેને લડવું પડયું, અને તે બાદશાહ થયો, તે પછી પણ ઘણી લડાઇઓ ચાલ્યા કરી.

૨. (૧) બિજાપુર તથા ગોવળકોંડાનાં દખ્ખણમાં આવેલાં મુસલમાની રાજ્યોને ઔરંગઝેબે જંપીને બેસવા દીધાં નહિ. કેટલાંક વર્ષ પછી દખ્ખણમાં એક મોટું લશ્કર તે લઈ ગયો અને બિજાપુરના ૧૬૮૬.
રાજ્યને કચરી નાખ્યું. આ સુંદર શહેરને બદલે ઉજ્જડ ખંડેરોના ઢગલા થયા, અને તેના નાશ પછી ગોવળકોંડા પણ સર થયું અને નાશ પામ્યું.

૩. (૨) જ્યારે **ઔરંગઝેબ** આ **મુસલમાની સત્તાઓનો** નાશ કરતો હતો ત્યારે **મોગલોનો** આખરે નાશ કરનારી એક નવી **હિંદુ** સત્તાનું બળ વધતું હતું. આ **મરાઠી** સત્તા હતી.

૪. **મરાઠાઓનું** મૂળ રહેઠાણ **પશ્ચિમ ઘાટમાં** તથા તેની પાડોશમાં આવેલા **કોંકણ** અને દક્ખણના કેટલાક ભાગોમાં હતું. તેઓ ગરીબ પણ મજબુત ખેડુત હતા, પરંતુ **હિંદુસ્તાનના** ઇતિહાસમાં વર્ણન કરવા જેવી ખ્યાતિવાળા થયા ન હતા; તેમ છતાં તેમનામાં સારા કુટુંબના કેટલાક માણસો હતા, જેમના કબજામાં જમીનની મોટી જાગીરો હતી, અને આવા એક જાગીરદારની સરદારી હેઠળ **મરાઠાઓ** સત્તાવાળા થયા. એ સરદારનું નામ **શિવાજી** હતું, અને તે **પુનાની** પાસેનો જાગીરદાર હતો. **બિજાપુર** રાજ્યના દુશ્મન તરીકે તેણે પોતાની જિંદગી શરૂ કરી હતી, અને વખતોવખત તે રાજ્યના યોદ્ધાઓને દક્ખણના પહાડી પ્રદેશોમાં હાર ખવડાવી હતી. પછીથી **ઔરંગઝેબ** પણ **બિજાપુર** રાજ્યનો દુશ્મન છે એમ એણે જાણ્યું એટલે **મોગલો** તરફથી લડવાની તેણે માગણી કરી, અને બાદશાહને મજરો કરવા **દિલ્હી** ગયો. **ઔરંગઝેબે** તેને આવકાર આપ્યો નહિ અને કેદ કર્યો. ઘણો અચંબો પમાડે એવી ચતુરાઈ અને હિંમતથી **શિવાજી દિલ્હીમાંથી** છટકી ગયો, અને દક્ખણ પાછો આવ્યો. અહીંથી ઘણાં વર્ષ સુધી **ઔરંગઝેબ** સામે પોતાની લડાઈ જારી રાખી.

૫. આપણને માલમ પડે છે કે **ઔરંગઝેબને** પોતાના જીવનમાં જીત અને હારના પ્રસંગો ભોગવવા પડ્યા હતા. **મુસલમાની** રાજ્યો સામે તે ફાવ્યો હતો. **હિંદુઓ** સામે તેના પ્રયત્નમાં તે નિષ્ફળ થયો હતો, અને **મોગલ** રાજ્ય ઉપર તેની રાજ્ય ચલાવવાની સઘળી રીતિ **હિંદુઓ** સાથેની દુશ્મનાવટને લીધે નિષ્ફળ નીવડી. જેઓ **મુસલમાન** ન હોય તેમણે **મુસલમાનોના** સેવક થઈ રહેવું જોઇએ એ જુનો **મુસલમાની**

મત તેણે ફરી એક વાર સ્વીકાર્યો. તેણે હિંદુઓને જજીઆ ભરવાની ફરી ફરજ પાડી; રાજ્યની નોકરીમાંથી તેમને કાઢી મૂક્યા. જોકે તે હિંદુ લોકાને મારી નાખતો નહિ, તેમજ તેમની મીલકત કબજે કરી લેતો નહિ, તોપણ તેમને હલકા પાડતો, તેથી તેમની વફાદારી તે ખોઈ બેઠો.

૬. એક સામાન્ય માણસ તરીકે તેના વર્તનમાં કેટલીક સારી બાબતો નજરે પડે છે. ધર્મ તરફની તેની ભક્તિ એકદીલની હતી. તેણે પોતાનું જીવન સાદું પણ કષ્ટવાળું ગુજાર્યું છે. પોતાની ફુરસદના વખતમાં તે ટોપીઓ બનાવતો, જે પોતાના દફન ખર્ચ સારૂ વેચતો. તે દારૂ જરાપણ પીતો નહિ, અને કોઈ ગવૈયાને મહેલમાં બોલાવતો નહિ. રાજ્યકામમાં તે સાવધ અને જાગૃત હતો, તેમજ પૈસા ખરચવામાં કરકસરવાળો હતો. તેનું દીલ માયાળુ ન હતું ને સ્વભાવે વહેમી હતો. એનો એક પણ ભાઈબંધ ન હતો, અને મરવાનો વખત આવ્યો ત્યારે પણ તેની પાસે કોઈ ન હતું. જ્યારે મોત ખડું થયું તે વખતે પોતે દક્ખણમાં લડાઈ લડતો હતો. તેને પોતાની ભૂલો તથા નિષ્ફળતાનું ભાન થયું હોય એમ લાગે છે અને તેનો અંતકાળ શોકથી ભરપુર હતો. ૧૭૦૭.

૭. ઔરંગઝેબની સાથે મોગલ રાજ્યનો અંત આવ્યો. તે બે રીતે વહેંચાઈ ગયું :—

(૧) બાદશાહના દરેક મોટા અમલદારે પોતાના ભાગનો પ્રદેશ પચાવી પાડ્યો, અને ત્યાં પોતાનું રાજ્ય તેણે સ્થાપ્યું. આવી રીતે

(ક) અયોધ્યાનું રાજ્ય,

(ખ) બંગાળાનું રાજ્ય, અને

(ગ) હૈદરાબાદનું રાજ્ય, જ્યાંના રાજાએ નિઝામ નામ ધારણ કર્યું,

તે સ્થપાયાં.

(૨) મરાઠા તથા શીખ નામની નવી હિંદુ સત્તાઓ ઉભી થઈ.

૮. દિલ્હીની ગાદી ઉપર ત્યાર પછી ઘણાં વર્ષ સુધી મોગલ બાદશાહોએ રાજ્ય કર્યું, છતાં આ બળવાન પ્રજાઓને જીતવાને કોઈ મોગલ બાદશાહ પુરતો જોરાવર નીવડ્યો નથી. આપણે આ બાદશાહોનાં નામ યાદ રાખવાની જરૂર નથી. છેવટે મરાઠાઓએ તેમને પોતાની રૈયત તથા કેદી બનાવ્યા; અને ૧૮૫૭ના બળવા વખતે તેમનો છેલ્લો બાદશાહ દિલ્હીમાં કેદી બનેલો માલુમ પડ્યો હતો. બાદશાહની પોતાની બધી સત્તા ગઈ હતી તે છતાં પણ લાંબા વખત સુધી "બાદશાહ" નામનો મોટો ઇલ્કાબ જારી હતો અને નવા સત્તાધારી મરાઠાઓએ તથા અંગ્રેજોએ પોતે મહાન મોગલ બાદશાહના ફકત નોકર છે એવો લાંબા વખત સુધી ડોળ કર્યો.

૧૭૩૯. ૯. ઔરંગઝેબના મરણ પછી કેટલેક વર્ષે નાદિરશાહ નામના ઇરાનના રાજાએ મોગલ રાજ્યની મુલાકાત લીધી. પોતાની સાથે તે અફઘાન લડવૈયાનું સૈન્ય લાવ્યો હતો; ખૈબર ઘાટ ઓળંગી ઘણા જુસ્સાથી તેણે દિલ્હી ઉપર હલ્લો કર્યો. હજારો શહેરીઓને મારી નાખ્યા, અને મોગલ બાદશાહોનો બધો ખજાનો તે ઇરાન લઇ ગયો. નાદિરશાહ પોતે પણ પાછો ગયો; હિંદુસ્તાનમાં રાજ્ય સ્થાપવાનો તેનો જરાપણ ઇરાદો ન હતો.

---

૧૦. ઔરંગઝેબને બિજાપુર તથા ગોવલકોંડાના મુસલમાની રાજ્યો તરફ જે તિરસ્કાર હતો તેનું એક કારણ એ હતું કે ત્યાંના રાજાઓ ઇસ્લામ ધર્મની એક શીઆ નામની શાખાના હતા. મહંમદ પેગંબરનો ખરો વારસ તેમનો પીતરાઈ અલી હતો અને તેની પછી તેનાં છોકરાં વારસ થયાં છે એવું માનનાર મુસલમાનો આ પંથના મનાય છે. બીજા આગેવાનોને તેઓ ગાદી પચાવી પાડનારા માને છે. મુસલમાનોમાં શીઆ પંથના માણસોની સંખ્યા થોડી છે, પરંતુ



શિવાજી.

ઇરાનના લોકો તેમજ હિંદુસ્તાનના કેટલાક મુસલમાન રાજ્યકર્તાઓ આ પંથના છે.

## પ્રકરણ ૧૬મું.

## મરાઠાઓ.

૧. હવે આપણે મરાઠાઓનો વૃત્તાન્ત આપીશું. શિવાજી ઔરંગઝેબ સાથે લડતો હતો અને પોતાનું રાજ્ય વધારતો હતો ત્યાં સુધી આપણે આવી ગયા છીએ. તેના મરતાં અગાઉ તેનું લશ્કર કર્ણાટક* સુધી જઈ પહોંચ્યું હતું; અને તે દેશના હિંદુ રાજાઓને **ચોથ** એટલે તેઓની ઉપજનો ચોથો ભાગ આપવાને ફરજ પાડી હતી. આ તેની એક ભૂલ હતી. ઔરંગઝેબે બિજાપુર ઉપર હુમલો કરવાની જેવી ભૂલ કરી હતી તેવીજ આ ભૂલ હતી. તેનું આ કૃત્ય તેના હિંદુભાઇઓનેજ લૂટવા જેવું હતું. મરાઠાઓએ આ પ્રમાણે કરવાનું હંમેશા જારી રાખ્યું, અને આને લીધેજ તેઓ કદી હિંદુ રાજ્ય સ્થાપી શક્યા નથી.

૨. પરંતુ આ સિવાય શિવાજી એક મોટો લડવૈયો અને રાજ્યકર્તા હતો.

(૧) તેણે દક્ખણમાં આવેલા નાના નાના કિલ્લાઓનો ચતુરાઈ ભરેલો ઉપયોગ કર્યો. દરેક ટેકરીના મથાળે તે લડાયક સિપાઇઓ રાખતો. મોગલ લશ્કર તે કિલ્લા લઈ શકતું નહિ; જયારે મોગલ

---

* કર્ણાટક બંગાળાના ઉપસાગરના કિનારા ઉપર દક્ખણના અગ્નિકોણે આવેલો દેશ છે.

લશ્કર દખ્ખણમાં કૂચ કરતું ત્યારે મરાઠા લશ્કરી સિપાઇઓ નીચે ધસી આવતા, તેમના ઉપર છાપો મારતા, અને માર ખાય તે પહેલાં નાશી જતા. તેઓના ઘોડા નાના અને મજબુત હતા અને વગડામાં ઘણી ઝડપથી ચાલી શકતા.

૩. (૨) **શિવાજીએ** ધર્મને માટે લડવાને માટે તેના દેશી ભાઇઓને ઉશ્કેર્યા. તે ચુસ્ત **હિંદુ** હતો અને **મોગલો** **હિંદુ**ઓના મંદિરો તોડતા તથા **હિંદુ** ધર્મનું અપમાન કરતા તેથી તેને ભારે ગુસ્સો થતો. તેઓ આવાં સારાં કામને માટે લડે છે એ લાગણીને લીધે શરૂઆતમાં **મરાઠા**ઓને જોર આવ્યું હતું.

૪. **શિવાજી** પોતે ઘણો હિંમતવાળો અને બાહોશ લડવૈયો હતો; પણ તે ઘાતકી ન હતો અને તેની લડાઇઓમાં તે સ્ત્રીઓનું કાળજી રાખી રક્ષણ કરતો. **હિંદુસ્તાન**ની અંદરના તે પોતાના દેશમાં ડહાપણથી રાજ્ય ચલાવતો, અને જુદા જુદા હોદ્દાઓ **હિંદુ**ઓની જુદી જુદી નાતોમાં તે વહેંચી આપતો.

૫. **શિવાજી** પછી કોઈ મહાન રાજ્યકર્તા થયો નહિ, પણ **મરાઠા**ઓની સત્તા વધતી ગઈ, અને આખા મધ્ય **હિંદુસ્તાન**માં **મરાઠા**ઓની દિવસે દિવસે દહેશત વધવા લાગી. તેઓએ **વિંધ્યાચળ** ઓળંગી **રજપૂતો** સાથે લડવા માંડયું, અને તેઓ **બંગાળા**ના ઉપસાગર સુધી જઈ પહોંચ્યા. પરંતુ **હિંદુસ્તાન**ના થોડાજ ભાગમાં તેઓ રાજ્યવ્યવસ્થા કરી શક્યા; તેઓ તેઓના પાડોશી—**હિંદુ** કે **મુસલમાન**—**ચોથ** આપે તો તેમની પાસેથી લેતા હતા; અને જો **ચોથ** ન આપે તો તેમના દેશમાં દરેક શિયાળામાં લૂંટ કરવા જતા; પરંતુ આ વાત આપણે ધ્યાનમાં રાખવાની છે કે તેઓ **નિઝામ** સાથે કેટલાક જમાના સુધી લડ્યા તોપણ તેને દબાવી શક્યા નહિ.



અહ્મદશાહ અબ્દલી.




વાસ્કો-ડા-ગામા.

૬. મરાઠા રાજ્યનું મુખ્ય સ્થળ પુના હતું. તેનો રાજા શિવાજીના વંશનો હતો. પણ પુનાના રાજાઓએ થોડા વખતમાં તેઓની સત્તા તેમના બ્રાહ્મણ દિવાનો એટલે પેશ્વાઓને આપી દીધી હતી. પેશ્વાનો હોદ્દો વંશપરંપરાનો થઈ ગયો હતો, અને કેટલાક પેશ્વા તો ઘણા બાહોશ માણસો હતા.

૭. બાજીરાવ પેશ્વાના વખતમાં મરાઠા રાજ્યના મોટા સરદારોએ ૧૭૨૦ થી
પુનાના રાજાનું ઉપરીપણું માન્ય કરવું છોડી દીધું અને તેઓમાંના દરેકે ૧૭૪૦.
પોતાનાં નાનાં નાનાં રાજ્ય સ્થાપ્યાં :—

વડોદરામાં ગાયકવાડે,

(વડોદરાના રાજાને ગાયકવાડ કહે છે.)

ગ્વાલીઅરમાં સિંધીઆએ,

ઇંદોરમાં હોલ્કરે, અને

સતારા અને નાગપુરમાં બીજાઓએ,

એ પ્રમાણે જુદાં જુદાં રાજ્ય સ્થાપ્યાં.

૮. આ રાજ્યકર્તાઓના હાથમાં મરાઠાઓની સત્તા થોડા વખતમાં પૂર્ણકળાએ પહોંચી; પરંતુ તેની મોટી પડતી થવાનો સમય પાસે
આવ્યો હતો. અફઘાનિસ્તાનના રાજા અહમદશાહ અબદલીએ ઉત્તર ૧૭૬૧.
હિંદુસ્તાન પર હુમલો કર્યો. પ્રથમના મુસલમાન ચઢાઈ કરનારાઓની માફક તેણે હિંદુસ્તાનમાં ઉપરાઉપરી હુમલા કરવા માંડ્યા અને મરાઠાઓને પાછા હાંકી કાઢ્યા. તેથી કરીને તેઓ સઘળા પોતાનું લશ્કર એકઠું કરી ઉત્તર હિંદુસ્તાનમાં મોટી ચઢાઈ લઈ ગયા. એક હજાર વર્ષનાં નહિ થઈ હોય એવી આ મોટામાં મોટી ચઢાઈ હતી.
અફઘાન લોકો પાણિપતના મેદાનમાં તેમની સામા થયા અને એક મોટી ૧૭૬૧.
ભારે લડાઈ થયા બાદ મરાઠાના આખા લશ્કરનો નાશ થયો. પરંતુ

અહમદશાહના પોતાના પણ એટલા બધા માણસો માર્યા ગયાં કે તેને ઇરાન પાછા જવું પડયું.

૯. ત્યારબાદ કેટલેક વર્ષે મરાઠાઓની સત્તા પાછી સજીવન થઈ; પરંતુ તે દરમિઆન અંગ્રેજો ને ફ્રેંચ લોકો પોતાનો અમલ હિંદુસ્તાનમાં બેસાડવા લાગ્યા હતા. મરાઠાઓનો વૃત્તાન્ત વધારે આગળ આપીએ તે પહેલાં અંગ્રેજો અને ફ્રેંચનો શરૂઆતનો વૃત્તાન્ત આપણે આપીશું.

૧૦. જોકે મરાઠાઓ લડવૈયા તરીકે વાજબી રીતે પ્રશંસા કરવા લાયક છે, તોપણ આપણે એટલું તો કહેવુંજ જોઇએ કે શિવાજીના વખતમાં તેમનામાં મોટો ધર્મનો પ્રચાર ચાલી રહ્યો હતો. બંગાળાના ચૈતન્યની માફક કવિ તુકારામ એવો બોધ આપતો કે મોક્ષ ભક્તિથીજ મળે છે; અને અત્યારે પણ મહારાષ્ટ્રમાં તેનું નામ પૂજનીય ગણાય છે.

## પ્રકરણ ૧૭મું.

## હિંદુસ્તાનમાં પહેલી આવનાર યુરોપી પ્રજાઓ.

### અંગ્રેજના સંસ્થાનો:

### (૧) મદ્રાસ. (૨) બંગાળા. (૩) મુંબઈ.

૧. અર્વાચીન વખતમાં હિંદુસ્તાનમાં પહેલવહેલો આવનાર
શુમારે યુરોપીઅન ઇટાલીનો એક પાદરી હતો. પોતાના ધર્મના ઉત્સાહને
૧૩૦૦. લીધે તે દરીઓ ઓળંગીને આટલે દૂર આવ્યો હતો. ત્યારબાદ ૩૦૦ વર્ષ પછી એક અંગ્રેજ પાદરી પણ તેવીજ રીતે ધર્મના ઉત્સાહને લીધે આવ્યો હતો. પરંતુ તે દરમિઆન ઘણા વેપારીઓ અહીં આવી ગયા હતા; તેમાં સૌથી પહેલા આવનાર પોર્ટુગીઝ હતા.



દેરી.



લોર્ડ ક્લાઇવ.

૨. મધ્યયુગમાં હિંદુસ્તાનનું કાપડ અને તેજાના યુરોપ જતાં હતાં. હિંદુસ્તાનની તવારીખની અંદર અત્યાર સુધી આ વેપાર કદી બંધ પડ્યો નથી. આરબ લોકો વેપારીઓ હતા અને વેપારને ઉત્તેજન આપતા હતા. પણ તુર્ક લોકોએ એશિઆ માઇનર અને કૉન્સ્ટેન્ટિનોપલ જીત્યાં, ત્યારે વેપારમાં ભંગાણ પડયું હતું. તુર્ક લોકો એશિઆમાંથી યુરોપમાં વેપારીઓને છુટથી જવા દેતા ન હતા. તેથી યુરોપના લોકોએ હિંદુસ્તાનમાં આવવાને નવાનવા રસ્તા શોધવા માંડ્યા; અને ધીમે ધીમે તેઓનાં વહાણો દક્ષિણ આફ્રિકાની આસપાસ થઈ પૂર્વ તરફ આવવા લાગ્યાં.

ઈ. સ. ૧૦૦૦થી.

૧૪૫૩.

૩. છેવટે વાસ્કો-ડા-ગામાએ હિંમત ધરી હિંદીમહાસાગર ઓળંગ્યો, અને કાલીકટ* આવી પહોંચ્યો. અહીં આવીને તેણે ઝામોરીન (કાલીકટના રાજા) સાથે કરાર કરી એક કોઠી સ્થાપી. ત્યાર બાદ થોડા વખતમાં પોર્ટુગીઝની બીજી કોઠીઓ સ્થપાઈ અને તેમાંની કેટલીક વધીને તેનાં મોટાં શહેરો થયાં. તે શહેરોની આસપાસ મજબુત કોટ થયા અને તેમાં લશ્કરી સિપાઇઓ રહેતા હતા. વસાઈ અને ગોવા આવી જાતનાં મોટાં અને ભપકાદાર શહેરો હતાં. આ શહેરો આવાં મોટાં હોવા છતાં પોર્ટુગીઝ લોકોએ દેશના અંદરના ભાગમાં પોતાની સત્તાનો ફેલાવો કરી હિંદુસ્તાનમાં રાજય સ્થાપવાનો કોઈ દિવસ વિચાર કર્યો નહિ.

૧૪૯૮.

૪. એક સૈકા સુધી હિંદુસ્તાનનો સઘળો વેપાર પોર્ટુગીઝોના હાથમાં રહ્યો. ત્યારબાદ કેટલાક અંગ્રેજો અને વલંદાઓ વહાણો લઈ આવ્યા. વલંદાએ પોર્ટુગીઝની સત્તાનો નાશ કર્યો. તેઓએ

૧૫૦૦ થી ૧૬૦૦.

* કેલીકો (Calico = માદરપાટ) એ નામ કાલીકટ ઉપરથી પડેલું છે.

તેઓની મુખ્ય કોઠી કોચીનમાં સ્થાપી. પરંતુ **હિંદુસ્તાનની** પૂર્વે આવેલા દેશોમાં તેઓ જેટલું હિત ધરાવતા તેટલું હિત તેઓએ **હિંદુસ્તાનમાં** ધરાવ્યું નહિ. તેઓ મુખ્યત્વેકરીને **સિંહલદ્વીપ** અને **મલાયાના** ટાપુઓમાં વેપાર કરતા હતા.

૫. વલંદાઓ પછી તરતજ **અંગ્રેજો** આવ્યા. વલંદા વેપારીઓ **હિંદુસ્તાનના** માલને માટે તેમની પાસેથી ઘણી ભારે કિંમત લેતા હતા એવું **અંગ્રેજી** પ્રજાને લાગવાથી પોતાને જોઈતો **હિંદુસ્તાનનો** માલ લાવવાને માટે પોતાનાંજ વહાણ મોકલવાને તેઓએ નિશ્ચય કર્યો. તેઓના વેપારીઓ પોતપોતાનાં વહાણ રાખી શકે એવા પૈસાદાર નહિ
**૧૬૦૦.** હોવાથી તેઓએ એક કંપનિ (મંડળી) ઉભી કરી, અને તેનું નામ "ઇસ્ટ ઇન્ડિઆ કંપનિ" પાડ્યું. **હિંદુસ્તાન** સાથે કંપનિ સિવાયના બીજા કોઈ **અંગ્રેજના** વહાણોને વેપાર કરવા દેવામાં નહિ આવે એવું **ઈંગ્લાંડની** રાણી ઇલિઝાબેથે તેમને વચન આપ્યું. તેઓ લોઢું, ગરમ કાપડ અને પૈસા **હિંદુસ્તાન** લાવતા હતા અને તેને બદલે **હિંદુસ્તાનમાંથી** સુતરાઉ કાપડ, ખાંડ અને તેજાના લઈ જતા હતા.

૬. આ પ્રમાણે સ્થપાએલી કંપનિ ઘણા કાળ સુધી ચાલી. તેને હમેશાં પુષ્કળ મુશીબતો નડતી. તેનાં વહાણોને ઘણા તોફાની દરીઆમાં થઈને આવવું પડતું હતું. સફરો કરતાં ઘણી લાંબી મુદત થતી અને કેટલીક વખત તો વહાણના બધા માણસો "સ્કર્વિ"* નામના રોગથી મરી જતા. પૂર્વ ઇન્ડિઝમાં તેઓને વલંદાઓ સાથે વારંવાર લડાઈઓ થતી; અને તેમને હમેશાં ચાંચીઆનો મોટો ભય હતો. (**હિંદુસ્તાનના**) કિનારા ઉપર ઉતર્યા પછી પણ તેઓને કેટલીક મુશીબતો નડતી હતી. તેઓ યુરોપી લોક હોવાથી અને અહીંની હવામાં

* તાજો શાક ભાજીપાલો ન ખાવાથી થતો એક જાતનો દાંતનો રોગ.

તેઓ ટેવાએલા નહિ હોવાથી કંપનિના માણસો રોગથી અને કેટલીક વખત ઘણો દારૂ પીવાથી મોટી સંખ્યામાં મરી જતા. વારંવાર તેઓ અંદર અંદર લડતા હતા. તેઓનો શરૂઆતનો અહેવાલ વાંચતાં વેપારને માટે આટલે દૂર આવવું અને આટલું બધું દુ:ખ ખમવું એ તેઓને કેમ પસંદ પડયું હશે એ તાજુબી ભરેલું લાગે છે; પરંતુ તેઓમાં જેમ કેટલાક માણસો નિષ્ફળ ગયા, તેમ બીજા, જેઓને દારૂ પીવાની ટેવ ન હતી અને મહેનતુ હતા તેઓ, ફતેહમંદ નીવડ્યા, આબરૂભેર પૈસો એકઠો કર્યો, અને પૈસાદાર થઈ પોતાને દેશ ઈંગ્લાંડ ગયા.

૭. **અંગ્રેજી** કંપનિ સ્થપાઈ તે પછી થોડાજ વખતમાં **ફ્રેંચ**
લોકોએ પણ પોતાની કંપનિ સ્થાપી અને ટુંક સમયમાં **અંગ્રેજો** અને ૧૬૦૪.
ફ્રેંચ લોકો વચ્ચે લડાઈ થવાનો પ્રસંગ આવ્યો.

૮. **અંગ્રેજી** કંપનિના ઈતિહાસના ત્રણ વિભાગ થઈ શકે છે અને એ દરેક વિભાગ આપણે જુદો જુદો લેવો જોઈએ.

**પહેલો વિભાગ :** દક્ષિણ હિંદુસ્તાન.

હિંદુસ્તાનના અગ્નિકોણના કિનારા ઉપર એક પણ સારૂં બંદર નથી, અને **મદ્રાસ**નું સંસ્થાન તેઓએ શી રીતે સ્થાપ્યું અને તે નામ શી રીતે પાડયું
તે સમજી શકાતું નથી. તે જિલ્લાના રાજાએ **અંગ્રેજો**ને ત્યાં કિલ્લો ૧૬૪૦.
બાંધવાની પરવાનગી આપી. તે કિલ્લાનું નામ "**ફોર્ટ સેંટ જ્યોર્જ**" પાડવામાં આવ્યું ને તે થોડા વખતમાં વેપારનું એક મથક થઈ પડયું.

૯. આ વખતે દેશના આ ભાગનું રાજ્ય નીચે પ્રમાણે વહેંચાયલું હતું :—

(૧) **આર્કટનો નવાબ** :— તે ખરી રીતે **નિજામ**ના તાબાનો હતો.

(૨) **ત્રિચિનોપલી, તાંજોર** અને **મ્હેસુર**ના **હિંદુ** રાજ્યો.

(૩) **તામીલ** (ભાષા) માં "**પાલેગર**" કહેવાતા બીજા ઘણા નાના રાજાઓ.

આ જુદાં જુદાં રાજ્યો વચ્ચે ઘણી લડાઇઓ થતી હતી, પણ અંગ્રેજી કંપનિ તેમાંના કોઈ સાથે લડાઇમાં ઉતરતી નહિ.

૧૦. તેઓને પહેલવહેલી લડાઈ ફ્રેંચ લોકો સાથે થઈ. ફ્રેંચ લોકોનું મુખ્ય સંસ્થાન પોન્ડીચરી હતું. આ સ્થળનો હાકેમ ડુપ્લે હતો અને તેણે અંગ્રેજ સાથે એ વખત લડાઈ કરી.

૧૭૪૦ થી ૧૭૪૮. (૧) યુરોપમાં અંગ્રેજ અને ફ્રેંચ વચ્ચે "ઓસ્ટ્રીઆના વારસાનો વિગ્રહ" એ નામનો વિગ્રહ ચાલ્યો અને તેના પરિણામે તે બે પ્રજાઓએ હિંદુસ્તાનમાં પણ લડવા માંડયું. તે વખતે ફ્રેંચ લોકો હિંદુસ્તાનમાં ઘણા બળવાન હતા, અને તેઓએ અંગ્રેજો પાસેથી મદ્રાસ લઈ લીધું. અંગ્રેજો તે પાછું લઈ લેવાને તદ્દન અશક્ત
૧૭૪૮. હતા અને જ્યારે યુરોપમાં સુલેહ થઈ ત્યારેજ અંગ્રેજોને મદ્રાસ પાછું આપવામાં આવ્યું.

૧૧. (૨) ડુપ્લે આટલાથી સંતોષ પામ્યો નહિ. એ એક લોભી માણસ હતો. તે ફકત વેપાર કરી સંતોષ માને તેવો ન હતો. તેણે હિંદુ પ્રજા પૈકી કેટલાક બહાદુર હિંદુઓને રાજ્યકર્તા થઈ પડતા જોયા; અને પોતે પણ તેવું કરવાનો નિશ્ચય કર્યો. તેણે હિંદીઓનું લશ્કર રાખ્યું અને યુરોપી રીત પ્રમાણે તેમને લડતાં શીખવ્યું. તેણે તેમને કવાયત શીખવી. કવાયત શીખેલા થોડા માણસો હોય તે પણ કવાયત નહિ જાણનાર મોટી સંખ્યા કરતાં ચઢિઆતા હોય છે. ત્યાર બાદ તેણે આર્કટની ગાદી લેવાનો ઇરાદો કર્યો.

૧૨. પરંતુ હવે એવું બન્યું કે અંગ્રેજી વેપારીઓમાં રોબર્ટ કલાઇવ કરીને એક માણસ હતો; તે ડુપ્લે કરતાં કાંઈ ઓછો લોભી ન હતો અને ડુપ્લે કરતાં લડાઇમાં ઘણો હોશિયાર હતો. તેણે ડુપ્લેના
૧૭૫૧. લશ્કર સામે આર્કટનો બચાવ કર્યો અને ફ્રેંચ લોકોને નાસીપાસ કર્યા.



શ્રીરંગાપટ્ટણ ઉપર હલ્લો.

થોડાં વર્ષ પછી ફ્રેંચ સરકારે ડુપ્લેને પાછો બોલાવી લીધો અને તેના ૧૭૫૪. જેવો કોઈ બાહોશ માણસ ત્યાર પછી કોઈ દિવસ ફ્રાન્સમાંથી આવ્યો નથી. સર આયર કુટે છેવટે ફ્રેંચ લોકોને વાન્દીવાશમાં હરાવ્યા, ૧૭૬૦. પોન્ડીચરી કબજે કર્યું, અને હિંદુસ્તાનમાં ફ્રેંચોની ઉમેદોનો તેણે અંત આણ્યો. પાછળથી ફ્રેંચ લોકોને પોન્ડીચરી તો પાછું આપવામાં આવ્યું, પરંતુ તેઓએ કોઈ દિવસ પોતાની સત્તા પાછી મેળવી નહિ.

૧૩. આ બનાવ બન્યા પછી હૈદરઅલીની સાથે વિગ્રહ શરૂ થયા ત્યાંસુધી કેટલાંક વર્ષ સુધી મદ્રાસ ઈલાકામાં સુલેહશાંતિ રહી. આ હૈદરઅલી એક મુસલમાન સિપાઈ હતો, અને તે મ્હૈસુર રાજ્યની નોકરી કરતાં ઉંચે અધિકારે પહોંચ્યો હતો. છેવટે તેણે મ્હૈસુરનું રાજ્ય છીનવી લીધું, અને તે ગાદી ઉપર તેણે વીસ વર્ષ સુધી રાજ્ય કર્યું. તે ઘણો બાહોશ માણસ હતો; અને જોકે તેને લખતાં વાંચતાં ભાગ્યેજ આવડતું, તોપણ તે માણસો ઉપર કાબુ રાખી શકતો અને રાજ્ય ચલાવી શકતો. તે એક મોટો યોદ્ધો હતો, અને કર્ણાટક અને ત્રાવણકોર સિવાય તેણે આખું દક્ષિણ હિંદુસ્તાન જીત્યું. જ્યારે તે ગુજરી ગયો ત્યારે તે પોતાની પાછળ એક લાખ સિપાઈઓનું કેળવાયેલું લશ્કર અને પોતાની તિજોરીમાં કરોડો રૂપીઆ મૂકી ગયો.

૧૪. હૈદરઅલીના રાજ્યની એક તરફ નિઝામ અને મરાઠા હતા, અને બીજી તરફ અંગ્રેજો હતા. તેને તે સઘળા સાથે જુદે જુદે વખતે લડાઈઓ થઈ, પણ તેના મુખ્ય વિગ્રહ અંગ્રેજો સાથે હતા. અંગ્રેજો સામેની લડાઈઓમાં તેને થોડો વખત ફતેહ મળી અને તેના ઘોડેસ્વારોએ મદ્રાસના કિલ્લા સુધીનો દેશ લુટ્યો. છેવટે સર આયર કુટે તેને હરાવ્યો. તે ઘણો ઘરડો થઈને મરી ગયો પણ તેની ૧૭૮૨. સત્તા કાયમ રહી હતી, અને તેના પછી તેનો છોકરો ટીપુ પણ અંગ્રેજો

સાથે લડતો રહ્યો. **ટીપુ**નો મુખ્ય કિલ્લો **સીરીંગાપટ્ટણ** હતો. છેવટે
૧૭૯૯. તે કિલ્લો સર કરવામાં આવ્યો અને **ટીપુ** માર્યો ગયો. ત્યારબાદ **મ્હૈસુર**નું રાજ્ય **હિંદુ** રાજાને સોંપવામાં આવ્યું. તેજ વખતે **મદ્રાસ** ઇલાકો આબાદીમાં વધતો જતો હતો. **મ્હૈસુર** સાથેનો વિગ્રહ પુરા થયા તે વખતે આખો કર્ણાટક **અંગ્રેજી** રાજ્યને તાબે હતો.

**બીજો વિભાગ: બંગાળા.**

૧૫. **અંગ્રેજો**એ જે ત્રણ મોટાં સંસ્થાનો સ્થાપ્યાં તેમાં **બં**ગાળાનું સંસ્થાન સૌથી છેલ્લું હતું. આ સંસ્થાન સ્થાપવાને **શાહ**જહાંએ ઉત્તેજન આપ્યું હતું, પણ **ઔરંગઝેબ** સાથે તકરારો થઇ અને તેના મરણ
૧૬૯૦. પછી **અંગ્રેજો**એ હુગલીના મુખ ઉપર થોડી જમીન ખરીદ કરી અને ત્યાં **ફોર્ટ સેંટ વિલિઅમ**નો કિલ્લો બાંધવો શરૂ કર્યો. તેની પાસે **કાલીઘાટ** નામનું ગામડું હતું, અને આ ઉપરથી નવા શહેરનું નામ "કલકત્તા" પાડવામાં આવ્યું. ત્યારપછી **ઢાકા** અને **મુર્શીદાબાદ**માં કોઠીઓ સ્થાપવામાં આવી. **મુર્શીદાબાદ બં**ગાળાનું મુખ્ય શહેર હતું અને ત્યાં આગળ નવાબ એટલે **મોગલ પાદશાહ**નો સુબો પોતાનો દરબાર ભરતો હતો.

૧૬. જ્યારે **મોગલ** રાજ્ય તુટીને તેના ભાગ થઇ ગયા ત્યારે **બં**ગાળાનો **પ્રાંત** એક **મુસલમાન** લડાયક સિપાઇના કબજામાં ગયો, અને તે તેના કુટુંબમાં ઉતરી **સિરાજ-ઉદ-દૌલા**ના હાથમાં આવ્યો. **અંગ્રેજ** સાથે તકરાર કરનાર તેના કુટુંબમાં તે પહેલોજ હતો અને તેણે **અંગ્રેજ** પાસેથી **કલકત્તા** પડાવી લઇ લડાઇની શરૂઆત કરી.
૧૭૫૬. તેણે "**બ્લેક હોલ**" (એટલે અંધારી કોટડી) નામની નાની ઓરડીમાં **અંગ્રેજો**ને પુર્યા અને તે કોટડીમાં એકજ રાતમાં ૧૪૬ માંથી ૨૩ મરી ગયા. **ક્લાઇવ** તે વખતે **મદ્રાસ**માં હતો અને થોડા લશ્કરી

સિપાઈઓ લઈ તે **કલકત્તે** દરીઆમાર્ગે આવ્યો અને તે શહેર પાછું મેળવ્યું. ત્યાર પછી વિગ્રહ ચાલ્યો અને **સિરાજ-ઉદ-દોલા** **પ્લાસી**ની લડાઈમાં હાર્યો. તેનું લશ્કર ઘણું મોટું હતું. ૫૦,૦૦૦ પાયદળ અને ૧૭૫૭.
૧૮૦૦૦ ઘોડેસ્વારો હતા. **ક્લાઇવ** પાસે ફક્ત ૧૧૦૦ **અંગ્રેજો** અને ૨૦૦૦ **હિંદી**ઓ હતા. પણ **નવાબ**ના માણસોમાં હિંમત ન હતી અને તેઓ કવાયત વગરના હતા ; તેથી તેઓને થોડા કલાકમાં વીખેરી નાખવામાં આવ્યા. **સિરાજ**-ઉદ-દૌલાને ગાદી ઉપર રાખવો નહિ એવો **ક્લાઇવે** નિશ્ચય કર્યો, તેથી તેણે **નવાબ**ના એક સરદાર **મીર જાફર**ને ગાદી ઉપર બેસાડ્યો. **મીર જાફરે** પોતાને ગાદી મળી તે બદલ **અંગ્રેજો**ને મોટો બદલો આપ્યો. તેણે "**ચોવીસ પરગણા**" ના નામથી ઓળખાતો જિલ્લો **કંપનિ**ને આપ્યો. **કંપનિ**એ **હિંદુ**-સ્તાનમાં પહેલવહેલું રાજ્ય કરવાનું આ ભાગમાં શરૂ કર્યું અને અહીંથી **હિંદુ**સ્તાનના **અંગ્રેજી** રાજ્યના ઇતિહાસની શરૂઆત થાય છે.

૧૭. ત્યાર બાદ **ક્લાઇવ ઈંગ્લાંડ** ગયો. **મીર જાફર** રાજ્ય કર- ૧૭૬૦.
વાને નાલાયક નીવડ્યો. તેણે એક કરતાં વધારે વાર **અંગ્રેજો** સાથે
વિગ્રહ કર્યા, અને છેવટે તેને ખસેડી **મીર કાસમ**ને ગાદી ઉપર બેસાડ- ૧૭૬૧.
વામાં આવ્યો. તેણે પણ **અંગ્રેજો** સાથે તકરાર કરી. તકરારનું કારણ **મીર કાસમ**ના રાજ્યમાં **કંપનિ**ના વેપાર કરવાના હક બાબતનું હતું. તેણે **કંપનિ**ના એજંટો ઉપર કર નાખવાની ઇચ્છા બતાવી અને તે કર **કંપનિ**એ આપવા ના પાડી. આખરે **મીર કાસમે** પોતાના રાજ્યની અંદરના સઘળા **અંગ્રેજો** એટલે આશરે ૨૦૦ **અંગ્રેજો**ને પકડી મારી નાખ્યા અને તેથી ભયંકર વિગ્રહ સળગી ઉઠ્યો. **મીર કાસમે મોગલ પાદશાહને*** તેની મદદે આવવા સમજાવ્યું ; પણ તે તેને

***શાહ આલમ.**

૧૭૬૪. કાંઈ મદદ આપી શકે તેમ ન હતું અને **બકસર**ની લડાઈમાં **મીર કાસમ**ની સત્તાનો નાશ થયો.

૧૭૬૫. ૧૮. આ પછી **લૉર્ડ ક્લાઇવ બંગાળા**માં બીજી વખત હકુમત ચલાવવાને **હિંદુસ્તાન** પાછો આવ્યો. તે થોડો વખત **મદ્રાસ** અને થોડો વખત **બંગાળા**માં અધિકાર પર હતો. તેના અધિકારના મુખ્ય વિભાગ નીચે પ્રમાણે છે:—

૧૭૫૧. (૧) **મદ્રાસ**માં **ક્લાઇવે આર્કટ**નો બચાવ કર્યો ને **ફ્રેંચ** સત્તાનો
૧૭૫૩. નાશ કર્યો. ત્યાર બાદ તે **ઈંગ્લાંડ** ગયો.

૧૭૫૫. (૨) તે **મદ્રાસ** પાછો આવ્યો અને તરતજ **સિરાજ-ઉદ-દૌલા** સામે લડવાને દરીઆઈ રસ્તે કલકત્તે ગયો. તે **પ્લાસી**ની લડાઈમાં જીત્યો અને **બંગાળા**નો હાકેમ થયો. ત્યાર
૧૭૬૦. પછી તે **ઈંગ્લાંડ** પાછો ગયો.

૧૭૬૫. (૩) **બકસર**ની લડાઈ પછી હાકેમ તરીકે તે બીજી વખત **બંગાળા** પાછો આવ્યો.

૧૯. **ક્લાઇવ**ને હવે લાગ્યું કે દેશમાં મોટા ફેરફાર કરવાનો પ્રસંગ આવ્યો છે, અને **બંગાળા**માં મજબુત અને પ્રમાણિક રાજ્યનીતિ હોવી જોઈએ. તે વખતે કોઈ પણ જાતની રાજ્યનીતિ હતીજ નહિ. લૂટફાટ સિવાય બીજું કાંઈજ ન હતું. એ લૂટફાટમાં **અંગ્રેજ** તેમજ **હિંદી**ઓ એક સરખો ભાગ લેતા. તેથી **ક્લાઇવે** કેટલાક મોટા અને જાથુના સુધારા કર્યા.

૧૭૬૫. (૧) **અંગ્રેજી** કંપનિ **બંગાળા**ની "**દીવાન**" બની; એટલેકે **મુર્શિદાબાદ**ના **નવાબ** મારફતે મહેસુલ ઉઘરાવતી અને લશ્કર રાખતી. પણ **બંગાળા** હજુ **દિલ્હી**ના **મોગલ પાદશાહ**ને તાબે છે એમ મનાતું, અને **ક્લાઇવે** તે **મોગલ પાદશાહ**નું નામ નામનુંજ રહેવા દીધું.



ગ્વાલીઅરનો કિલ્લો.

(૨) કંપનિના જે અમલદારો મહેસુલ ઉઘરાવતા તે રાજ્યના મોટા અમલદારો થઈ પડ્યા અને તેમના હાથ નીચેના અમલદારો હિંદીઓ હતા. તેઓને યોગ્ય પગાર આપવામાં આવતો પણ તેમને પોતાના લાભને માટે વેપાર કરવાની કે બક્ષીસો લેવાની મના કરવામાં આવી હતી. **અંગ્રેજી** રાજ્યનું મુખ્ય સ્થળ **મુર્શીદાબાદ** હતું.

૨૦. અહીંથી **બંગાળાના** સારા વખતની શરૂઆત થઈ; અને **ક્લાઇવે** આ ફેરફાર કર્યાં તેથી એક દીર્ઘદૃષ્ટિવાળા રાજદ્વારી માણસ તરીકે તેને ગણવો ઘટે છે. આગળ આપણે જોઈ ગયા છીએ કે તે એક મોટો લડવૈયો હતો. તેનાં કેટલાંક કૃત્યો ખોટાં હતાં અને તેને માટે તે દોષિત હતો. જ્યારે તે નાનો હતો ત્યારે તેની આસપાસના માણસોની માફક તે પણ દેશમાં લૂટફાટ કરતો. પણ તેની જિંદગીના છેવટનાં કૃત્યોથી તેની જિંદગીના શરૂઆતનાં અપકૃત્યોનો બદલો તેણે પુરેપુરો વાળી આપ્યો છે.

**ત્રીજો વિભાગ: પશ્ચિમ હિંદુસ્તાન.**

૨૧. પશ્ચિમ હિંદુસ્તાનમાં **અંગ્રેજનું** પહેલવહેલું સંસ્થાન **સુરતમાં** ૧૬૧૦.
સ્થાપવામાં આવ્યું હતું. પરંતુ **સર ટોમસ રોને** જહાંગીર પાસે
એલચી તરીકે મોકલી રીતસરની સનંદ મેળવવામાં આવી ત્યાંસુધી ૧૬૧૫.
તે નિર્ભય સ્થિતિમાં ન હતું. **સર ટોમસ રો** બાહોશ અને સમજુ માણસ હતો, પરંતુ શરૂઆતમાં **અંગ્રેજી** કંપનિના જે એજંટો આવતા તેમાં કમનસીબે તેના જેવા ઘણાજ ઓછા માણસો આવતા હતા.

૨૨. સંસ્થાનના શરૂઆતના વર્ષમાં ઘણા ઝઘડા ઉભા થતા; તેમાં મુખ્યત્વે કરીને **વસાઈ** અને **ગોવામાં પોર્ટુગીઝ** સાથે તકરારો થતી. પરંતુ **અંગ્રેજો** ખંત રાખી આગળ વધ્યા અને **ભરૂચ** અને **કારવારમાં** કોઠીઓ ઉઘાડી અને તેઓએ **મુંબઈ** પણ મેળવ્યું. ઇંગ્લાંડનો બીજો ૧૬૬૨.

**ચાર્લ્સ** રાજા **પોર્ટુગીઝ** રાજાની કુંવરી સાથે પરણ્યો અને **પોર્ટુગીઝોએ** તે કન્યાની પહેરામણી દાખલ **અંગ્રેજોને** આ ટાપુ આપ્યો. આ વાત તાજુબી ઉપજાવનારી છે: પણ તે વખતે **મુંબઈનો** ટાપુ ઘણો અગત્યનો ન હતો. તે વખતે **મુંબઈ** જેવું શહેર કાંઈ હતું નહિ. પરંતુ બધો કાંઠો નીચો અને કાંપવાળો હતો. અને તેની આસપાસ લગભગ બધે ભરતી ફરી વળતી હતી. **મુંબઈનું** બંદર જોકે ઘણું સારૂં હતું, તોપણ તે વખતમાં ચાલતાં નાનાં વહાણોને માટે પશ્ચિમ **હિંદુસ્તાનમાં** તેવાં સારાં અને તેથી વિશેષ સારાં બીજાં બંદરો પણ હતાં.

૨૩. **અંગ્રેજોએ** થોડા વખતમાં **મુંબઈનો** કિલ્લો બાંધ્યો, કારણ કે તેઓના ઉપર **ફ્રેંચ**, **પોર્ટુગીઝ**, **મરાઠા** અને ચાંચીઆઓ દુશ્મનાઈને લીધે વારંવાર હુમલા કરતા હતા. **સુરત** અને **મુંબઈ** વચ્ચે ઘણી
૧૬૭૮. હરિફાઈ ચાલી; પણ છેવટે સઘળાં **અંગ્રેજી** સંસ્થાનોની હકુમત **મુંબઈને** સોંપવામાં આવી. આમ કરવાનું કારણ એ હતું કે **શિવાજીએ** **સુરત** શહેર લૂટ્યું: અને **મુંબઈ** ટાપુ હોવાથી **અંગ્રેજોને** માટે તે વધારે સહીસલામત છે એમ તેઓને લાગ્યું.

૨૪. **મુંબઈ** ખરેખર સહીસલામત હતું અને વેપાર વધતો ચાલ્યો. તેથી ઉલટું **પોર્ટુગીઝની** સત્તા ઓછી થવા લાગી. તેઓએ **હિંદુ** ધર્મ તરફના પોતાના દ્વેષને લીધે **હિંદુઓને** પોતાના દુશ્મન કર્યાં;
૧૭૩૯. અને છેવટે **મરાઠાઓએ** **વસાઈ** ઉપર સખત હુમલો કર્યો. તે શહેર મોટું અને મજબુત હતું. **પોર્ટુગીઝો** સારી રીતે લડ્યા; પરંતુ **મરાઠાઓએ** છેવટે તે શહેર લીધું અને આખા ઉત્તર **કોંકણમાંથી** **પોર્ટુગીઝોને** હાંકી કાઢ્યા. અહીં આગળ **પોર્ટુગીઝના** **હિંદુસ્તાનના** ઇતિહાસનો અંત આવે છે. **ગોવા** હજુ તેમના હાથમાં છે પણ હાલ તે કોઈ રીતે અગત્યનું સ્થળ નથી.

૨૫. આ પછી થોડે વખતે **પુનામાં મરાઠાઓમાં** માંહોમાંહે વિગ્રહ ચાલ્યો; અને એક **મરાઠા** સરદાર **રાઘોબાએ અંગ્રેજોને** પોતાને મદદ કરવા બોલાવ્યા, અને તેના બદલા તરીકે **વસાઈ** શહેર આપવાનું વચન આપ્યું. **અંગ્રેજોએ** તેની માંગણી કબુલ કરી અને આ પ્રમાણે **મરાઠા** અને **અંગ્રેજો** વચ્ચે લાંબા વિગ્રહની શરૂઆત થઈ. **પુનાની** ૧૭૭૬ અંદર **રાઘોબાનો** વિરોધી **નાનાફડનવીસ** હતો. તે તેના કરતાં ઘણોજ બાહોશ માણસ હતો. તે લડવૈયો ન હતો; પરંતુ **મરાઠાનું** મોટું લશ્કર તેણે એકઠું કર્યું, અને **અંગ્રેજો ઘાટ** ઉપર થઈ **પુના** ઉપર હુમલો કરવા જતા હતા તે વખતે તેણે તેમને **વડગામ** આગળ ઘેરી ૧૭૭૮ લીધા અને **અંગ્રેજોને** તેને તાબે થવું પડયું. તે વખતે **હિંદુસ્તાનનો** ગવર્નર **જનરલ વોરન હેસ્ટિંગ્સ** હતો. તેણે બંગાળામાંથી નવું **અંગ્રેજી** લશ્કર મોકલ્યું. રસ્તામાં આવતાં તેઓએ **ગ્વાલીઅર** કબજે કર્યું. તે દેશની અંદર મજબુતમાં મજબુત કિલ્લો હતો. તે **મરાઠાના** એક રાજા **સિંધીઆની** માલકીનો હતો. ત્યારબાદ **મરાઠાઓ હૈદર-અલી** સાથે મળી ગયા, પરંતુ તેના મરણ પછી તેઓએ **અંગ્રેજો** સાથે ૧૭૮૨ સુલેહ કરી, પણ **અંગ્રેજોએ વસાઈ** તો પોતે રાખ્યું.

---

૨૬. "ફેકટર" ને હાલ આપણે "એજંટ" નામથી ઓળખીએ છીએ; એટલે બીજા તરફથી કામ કરનાર આડતીઓ. પહેલા જે યુરોપીઅનો આવ્યા તે તેમના **રાજ્ય** કે કંપનિઓના આડતીઆ હતા; તેથી કરીને જે સ્થળોમાં તેઓ રહેવા લાગ્યા એ "**ફેકટરીઓ**" (=કોઠીઓ) કહેવાતી. દરેક મુખ્ય કોઠીના સૌથી વડા વેપારીને "પ્રેસિડન્ટ" (=પ્રમુખ) કહેતા; અને જ્યારે કંપનિએ **ફેકટરી** (કોઠી) ની આસપાસના જિલ્લામાં રાજ્ય કરવા માંડયું ત્યારે તે **ફેકટરીને** "પ્રેસિડન્સી" (=ઇલાકો) કહેવામાં આવી.

૨૭. અંગ્રેજોના ટીપુ સાથેના વિગ્રહો નીચેના નામથી સામાન્ય રીતે ઓળખાય છે:—

**બીજો મ્હૈસુર વિગ્રહ, ૧૭૮૦ થી ૧૭૮૪.**

**ત્રીજો મ્હૈસુર વિગ્રહ, ૧૭૯૦ થી ૧૭૯૨.**

**ચોથો મ્હૈસુર વિગ્રહ, ૧૭૯૯.**

પરંતુ આ વિગ્રહોની વીગત અગત્યની નથી.

૧૭૮૨. ૨૮. જે તહનામાથી અંગ્રેજોએ વસાઈ રાખ્યું તે **સાલબાઈનું** તહનામું કહેવાય છે.

## પ્રકરણ ૧૮મું.

## વોરન હેસ્ટિંગ્સ.

૧. લોર્ડ ક્લાઇવે સ્પષ્ટ રીતે દેખાડી આપ્યું હતું કે હવે પછી અંગ્રેજો હિંદુસ્તાનના વેપારમાં કેટલોક ભાગ લેશે એટલુંજ નહિ, પરંતુ હિંદુસ્તાનનું રાજ્ય કરવામાં પણ કેટલોક ભાગ લેશે. તેણે ભવિષ્યને માટે રસ્તો બતાવ્યો; પરંતુ કંપનિને ઘણી મુશ્કેલીમાં પણ મૂકતો ગયો. એક તો કંપનિને માથે કરોડો રૂપીઆનું દેવું મૂકતો ગયો. કંપનિને ઇંગ્લાંડમાં પૈસા કરજે લેવાની જરૂર પડી, અને આ બાબતને માટે તેઓને ઇંગ્લાંડની આમની સભાની પરવાનગી લેવાની જરૂર પડી. પરંતુ ઇંગ્લાંડની આમની સભા કેટલીક સરતો કર્યાં સિવાય આવી પરવાનગી આપવાને ખુશી ન હતી. તેમને લાગ્યું કે હિંદુસ્તાનમાંથી કેટલાક સખસો પૈસાની ભારે રકમો એકઠી કરી લાવતા હતા. આ પૈસા તેઓ પ્રમાણિકપણે રળીનેં લાવતા હતા તેની ખાતરી કરવાની તેઓને જરૂર જણાઈ. તેઓને વળી લાગ્યું કે કંપનિ હિંદુસ્તાનમાં



કલાઇવને "દીવાની"નું સખત આપતી વેળાનો દેખાવ.

વેપાર કરે છે એટલુંજ નહિ પણ રાજ્ય પણ ચલાવે છે, અને તે રાજ્ય તેઓ પ્રમાણિકપણે ચલાવે તેની પણ ખાતરી કરવાની તેમને જરૂર જણાઈ. તેથી કરીને કંપનિને જે પૈસા જોઈતા હતા તે કરજે લેવાની પરવાનગી આપવાની સાથે કંપનિ ઉપર અંકુશ રાખવા માટે " રેગ્યુલેટિંગ એક્ટ " નામનો એક કાયદો પસાર કરવામાં આવ્યો. ૧૭૭૩.

૨. આ કાયદાથી

(૧) હિંદુસ્તાન અંદરની સર્વોપરિ સત્તા કંપનિ પાસેથી લઇ ઇંગ્લાંડની સરકારને આપવામાં આવી.

(૨) હિંદુસ્તાનના ગવર્નર જનરલ ઇંગ્લાંડની સરકારે પસંદ કરવાના હતા અને તે ગવર્નર જનરલ બંગાળાનો પણ ગવર્નર ગણાય. તેની સાથે ચાર સભાસદોની એક કૌંસિલ ( સભા ) સ્થાપવામાં આવી. તે ચાર સભાસદોને પણ ઇંગ્લાંડની સરકારે પસંદ કરવાના હતા. તે ગવર્નર જનરલ અને કૌંસિલને તાબે મદ્રાસ અને મુંબઈની સરકારે રહેવાનું હતું.

(૩) કલકત્તામાં હાઈકોર્ટ સ્થાપવામાં આવી ; અને આ કોર્ટના ન્યાયાધીશો ઇંગ્લાંડની સરકારે પસંદ કરી ઇંગ્લાંડથી મોકલવાના હતા.

૩. વોરન હેસ્ટિંગ્સને પહેલો ગવર્નર જનરલ નીમવામાં આવ્યો. ૧૭૭૪. તેને પહેલેથીજ બધા સારી રીતે ઓળખતા હતા. કારણ કે તેણે કંપનિની ઘણા વર્ષ નોકરી કરી હતી. ક્લાઇવ પેઠે તે યુદ્ધ કરવામાં કુશળ ન હતો ; પરંતુ સુલેહ જાળવવી જોઈએ અને સુલેહ જાળવવા જરૂર પડે તો વિગ્રહ પણ કરવો એ વાત તે સારી રીતે સમજતો હતો. તેણે એક જબરૂં લશ્કર રાખ્યું હતું અને તેને માટે સારા સેનાધિપતિઓ

૧૭૭૯ થી ૧૭૮૧. પસંદ કર્યા હતા. તેને (૧) **મરાઠાઓની** સાથે લડાઈમાં ઉતરવું પડયું હતું; આનું નામ **પહેલો મરાઠા વિગ્રહ*** છે. અને તેને (૨) **હૈદર-**
૧૭૮૦ થી ૧૭૮૪. **અલીની** સાથે પણ લડાઈમાં ઉતરવું પડયું હતું; આનું નામ **પહેલો મ્હેસુર વિગ્રહ** † છે.

૧૭૮૫. ૪. જ્યારે **હેસ્ટિંગ્સે હિંદુસ્તાન** છોડયું ત્યારે **અંગ્રેજો પૂર્વ** અને **પશ્ચિમના** ભાગોમાં ફતેહમંદ થયા હતા, પરંતુ લડાઈમાં ફતેહ મેળવવાના ઇરાદાથી તે કાંઈ **ગવર્નર જનરલ** થયો ન હતો. તેણે **બંગાળાનો** રાજ્યકારભાર સારા પાયા ઉપર લાવી પ્રમાણિકપણે અને કરકસરથી ચલાવવાની ઇચ્છા રાખી હતી.

(૧) ક્લાઇવ **બંગાળા** છોડી ગયો ત્યારે **અંગ્રેજ સરકાર દિવાન** તરીકે વેરો ઉઘરાવતી નહિ પણ વેરાની રકમ પોતે લઈ ખરચતી હતી. તે વેરાની રકમ **નવાબ** અને તેના નોકરો ઉઘરાવતા હતા અને તે ઉઘરાવવામાં તેઓ ભારે જુલમ કરતા હતા. હેસ્ટિંગ્સે હુકમ કર્યો કે વેરાની રકમ કંપનિના નોકરોએ ઉઘરાવવી; અને તેથી તેણે **કલેકટર** (વેરો ઉઘરાવનાર અમલદાર) ની નીમણુક કરી. આવી નીમણુક કરનાર તે પહેલોજ અમલદાર હતો. તે કલેકટરો હજુ પણ **અંગ્રેજ સરકારના** સ્થાનિક અમલદારો છે. તેણે કલકત્તાને **અંગ્રેજી** રાજ્યનું મુખ્ય સ્થળ બનાવ્યું.

(૨) તેણે દરેક ઠેકાણે ન્યાયની અદાલતો સ્થાપી અને પોલીસ ખાતાની શરૂઆત કરી.

---

* સાલબાઈના તહનામાથી તેનો અંત આવ્યો.

† આ વિગ્રહોના અહેવાલ સારૂ આગલું પ્રકરણ જુઓ.

(૩) કેળવણીને મદદ કરનાર રાજ્યનો તે પહેલોજ ઉપરી અમલદાર હતો. તેણે કલકત્તામાં એક મદ્રેસા સ્થાપી અને તે હમેશાં વિદ્યા ઉપર પ્રીતિ રાખનારો હતો. તેના કારોબારમાં કલકત્તા **હાઈકોર્ટ**માં **સર વિલિઅમ જોન્સ** આવ્યો. તે યુરોપીઅનોમાં પહેલોજ સંસ્કૃત જાણનાર વિદ્વાન હતો. **સર વિલિઅમ જોન્સ**ને સંસ્કૃત શીખવામાં ઘણી મુશ્કેલી પડી હતી; કારણ કે તે પરદેશી હોવાથી **બ્રાહ્મણો** તેને સંસ્કૃત શીખવતા ન હતા. પણ તે બુદ્ધિશાળી અને ખંતીલો માણસ હતો અને તેની સાથે તે માયાળુ અને મિત્રાચારી કરી શકે તેવો હતો. તેથી કરીને છેવટે તેણે **બ્રાહ્મણો**ને સંસ્કૃત શીખવવાનું સમજાવ્યું અને તે એક મોટો સંસ્કૃત વિદ્વાન થયો. તેણે જે રસ્તો ખોલ્યો તે રસ્તે ઘણા ગયા છે, પણ **સર વિલિઅમ જોન્સ** કરતાં કોઈ વધારે વિદ્વાન કે હોશિઆર નીકળ્યો નથી.

૫. **હેસ્ટિંગ્સ**ના વખતમાં **હિંદુસ્તાન**માં **અંગ્રેજી** રાજ્યનીતિ બદલાઈ ગઈ. **પ્લાસી**ની લડાઈ પછીનાં વર્ષો **અંગ્રેજી** રાજ્યના અંધાધુંધીનાં વર્ષો ગણાય. કેટલાક સારા માણસો થયા હતા એ વાત ખરી છે; પરંતુ કેટલાક તો ફક્ત સાહસ ખેડી **હિંદુસ્તાન**માં પૈસો મેળવવાને આવતા, અને તેવાઓની સંખ્યા મોટી હતી; અને જ્યારે **મોગલ** રાજ્ય તુટી તેના જુદા જુદા ભાગ થયા ત્યારે **હિંદુસ્તાન**ના લોકોનું અને પરદેશીઓનું લૂટફાટ કરનારૂં એક સ્વાર્થી ટોળું બન્યું હતું તેમાં તેઓ સામેલ થયા. ૧૭૫૭થી ૧૭૭૪.

૬. હવે હેસ્ટિંગ્સની ચાલચલગત વિષે કાંઇપણ તકરાર રહી નથી. પરંતુ તેના વખતમાં તેના કેટલાક શત્રુઓ હતા, અને તેથી તેને ભારે મુશીબતમાં આવવું પડયું હતું. હિંદુસ્તાનમાં તેની પોતાની કૌંસીલમાં પણ તેના દુશ્મનો હતા અને વિલાયતમાં પણ તેના દુશ્મનો હતા. જ્યારે તે વિલાયત પાછો ગયો ત્યારે તેના દુશ્મનોએ તેના ઉપર હિંદુસ્તાનમાં જુલમ કર્યાનું તહોમત મૂકયું અને હેસ્ટિંગ્સની ઉપર ઉમરાવોની સભામાં કામ ચલાવવામાં આવ્યું. તે કામ સાત વર્ષ સુધી ચાલ્યું. તેના ઉપર નીચે પ્રમાણે તહોમત મૂકવામાં આવ્યાં હતાં.

(૧) તેણે બનારસ (કાશી)ના રાજા ઉપર હુમલો કર્યો અને પૈસાની ભારે રકમ આપવાની તેને ફરજ પાડી, અને છેવટે તેને હાંકી કાઢી બનારસ ખાલસા કર્યું.

(૨) તેણે અયોધ્યાની બેગમોને કેદ કરી તેમની પાસેથી પૈસાની ભારે રકમ કઢાવી.

(૩) અંગ્રેજોને રોહીલા સાથે કાંઇપણ તકરાર ન હતી તેમ છતાં રોહીલાનો નાશ કરવાને માટે અયોધ્યાના નવાબને તેણે અંગ્રેજી લશ્કર ભાડે આપ્યું.

૭. સાત વર્ષ પછી હેસ્ટિંગ્સને નિર્દોષ ઠરાવી આ આરોપોમાંથી છુટો કરવામાં આવ્યો તો પણ આપણે તેને તદ્દન નિર્દોષ ઠરાવી શકતા નથી. આ સઘળાં કૃત્યોની બાબતમાં તે ગુનેહગાર હતોજ અને આ સઘળાં કૃત્યો ખોટાંજ હતાં. પરંતુ ઉત્તરમાં લુટફાટ કરનારા મરાઠા લોકોનાં અને દક્ષિણના ટીપુનાં કૃત્યો કરતાં તે કૃત્યો વધારે ખોટાં ન હતાં, પણ ખોટાં તો ખરાંજ. હેસ્ટિંગ્સના બચાવમાં વધારેમાં વધારે એટલુંજ કહી શકીએ કે આ કૃત્યો કરવામાં તે ખરાબ જમાનાના દાખલા પ્રમાણે ચાલ્યો. ઇંગ્લાંડમાં કંપનિ એમ ધારતી હતી

કે તે પુરતા પૈસા મોકલતો નથી; અને વધારે પૈસા મોકલવા માટે આવાં કેટલાંક જુલમનાં કૃત્યો તેને કરવાં પડ્યાં. પણ બંગાળાને તે પોતાનાજ દેશ તરીકે ગણતો હતો અને ત્યાં આગળ તો હેસ્ટિંગ્સ એક માયાળુ અને ન્યાયી રાજ્યકર્તા હતો; અને તેણે હિંદુસ્તાન ઉપર ભારે ઉપકાર કર્યો છે.

## પ્રકરણ ૧૯ મું.

## અંગ્રેજી સત્તાની ચઢતી કળા.

## કોર્નવોલિસ, વેલસ્લી.

૧. વોરન હેસ્ટિંગ્સના વખતથી આખા હિંદુસ્તાનને એક દેશ તરીકે ગણવો જોઈએ. ત્રણે ઇલાકાને નીકટ સંબંધ હતો અને તેઓ એકજ સત્તા નીચે હતા. દેશી રાજ્યો સાથેના તેમના તમામ વહેવાર તેજ સત્તાના ફરમાન મુજબ થતા હતા. પરંતુ આપણે યાદ રાખવું જોઈએ કે આ વખતે ત્રણે ઇલાકાઓ ઘણા નાના હતા. મુંબઇ ઇલાકામાં મુંબઈ શહેર સિવાય ઘણો જુજ ભાગ હતો. મદ્રાસ ઇલાકામાં કર્ણાટકનો સમાવેશ થતો હતો; પરંતુ તેમાંનો ઘણો ખરો ભાગ હજુ અંગ્રેજી રક્ષણ નીચેના હિંદુ રાજાઓને તાબે હતો. અંગ્રેજો ખરેખરૂં રાજ્ય તો ફક્ત બંગાળામાં કરતા હતા અને ત્યાં આગળ દેશનો મોટો ભાગ તેઓને તાબે હતો.

૨. હિંદુસ્તાનનાં મુખ્ય દેશી રાજ્યો નીચે પ્રમાણે હતાં :—

(૧) દક્ષિણમાં ત્રાવણકોર, મ્હેસુર અને હૈદરાબાદ.

(૨) મધ્ય હિંદુસ્તાનમાં જુદાં જુદાં મરાઠી રાજ્યો.

(૩) ઉત્તરમાં અયોધ્યા. મોગલોની પડતી પછી પંજાબનો દેશ ઘણોખરો અફઘાનોને તાબે હતો; પરંતુ શીખ લોકોની ચઢતીની શરૂઆત થઈ ગઈ હતી.

૩. **અંગ્રેજી ગવર્નર જનરલની નીમણુક ઈંગ્લાંડની સરકાર કરતી**
૧૭૮૪. હતી. રેગ્યુલેટિંગ એકટ પછી વડા **પિટનું** "ઈંડિઆ **બીલ**" પસાર થયું અને તેની રૂએ હિંદુસ્તાનનું રાજ્ય અંગ્રેજ સરકારની સત્તા નીચે વધારે આવ્યું. કંપનિ ઉપર દેખરેખ રાખનારૂં મંડળ ("બોર્ડ ઓવ્ કન્ટ્રોલ") નીમવામાં આવ્યું અને તેના સઘળા સભાસદો ઈંગ્લાંડની સરકારજ પસંદ કરતી. આ પ્રમાણે કંપનિનું કોઈ કામ ઈંગ્લાંડની સરકારને પસંદ ન પડે તો તે વચ્ચે પડી શકતી. ગવર્નર જનરલની પસંદગી કરવાનું કામ હજુ કંપનિના હાથમાં હતું; પણ તે પસંદગીની મંજુરી "બોર્ડ ઓવ્ કન્ટ્રોલ" પાસેથી મેળવવી પડતી હતી. ઈંગ્લાંડમાંથી કંપનિની પરવાનગી મેળવ્યા સિવાય ગવર્નર જનરલ હિંદુસ્તાનમાં કોઈ સાથે વિગ્રહ કરી શકતો નહિ.

૧૭૮૬. ૪. **હેસ્ટિંગ્સના પછી લોર્ડ કોર્નવોલિસને** પસંદ કરવામાં આવ્યો તે પહેલાં તે કંપનિનો નોકર ન હતો, તેમ હિંદુસ્તાનમાં કોઈ દિવસ આવેલો પણ ન હતો. પરંતુ તે પ્રમાણિક અને બાહોશ હોવાથી તેને પસંદ કરવામાં આવ્યો હતો. તે જાહેર માણસ તરીકે ફતેહમંદ
૧૭૮૧. નીવડ્યો ન હતો. અમેરિકામાં જ્યારે તે લશ્કરનો સેનાધિપતિ હતો ત્યારે અંગ્રેજોને યુનાઇટેડ સ્ટેટસે હરાવ્યા હતા. તે હિંદુસ્તાનમાં આવ્યો ત્યારે તેને પોતાની શક્તિનો સંશય હતો. તે "પોતાની મરજી વિરૂદ્ધ અને દીલગીરી સાથે" હિંદુસ્તાન આવ્યો હતો. કેટલાક માણસો લોભી અને મગરૂર હોતા નથી, તે છતાં સારા રાજ્યકર્તા હોય છે. લોર્ડ કોર્નવોલિસ આવા પ્રકારનો એક માણસ હતો.

૫. **લોર્ડ કોર્નવોલિસ હિંદુસ્તાન આવ્યો ત્યારે તેણે કોઈ સાથે** વિગ્રહ ન કરવો એવો હુકમ તેને આપવામાં આવ્યો હતો, અને તેને પોતાને પણ લડવાનો શોખ ન હતો. તેમ છતાં તેને મ્હેસુર સાથે વિગ્રહમાં ઉતરવું પડયું હતું.

૬. હૈદરઅલી હેસ્ટિંગ્સના વખતમાં ગુજરી ગયો અને તેની પછી ૧૭૮૪. તેનો છોકરો ટીપુ ગાદીએ આવ્યો. ટીપુ તેના બાપના જેટલો હોશિઆર ન હતો પણ તેને લડાઈનો શોખ હતો, અને કુર્ગ, કનારા અને મલબારમાં હમેશાં લડાઈઓ લડતો. તે ક્રૂર મુસલમાન હતો, અને લાખો હિંદુઓને તેણે મુસલમાન થવાની ફરજ પાડી. મરાઠા, નિજામ અને કંપનિએ તેના વિરૂદ્ધ એકસંપ કર્યો; લોર્ડ કોર્નવોલિસ મદ્રાસ આવ્યો અને ઘાટ ઉપર થઈ ટીપુ ઉપર ચઢાઈ કરી. કોઈ મોટી લડાઇ લડવામાં આવી નહિ, પણ ટીપુ તાબે થયો અને તેની પાસેથી રાજ્યનો કેટલોક ભાગ લઈ તેની સાથે સુલેહ કરવામાં આવી. લોર્ડ કોર્નવોલિસને ટીપુની સત્તાનો નાશ કરવાની કાંઈ ઇચ્છા ન હતી. મ્હૈસુર, નિજામ, મરાઠા અને અંગ્રેજો એ સઘળાં મોટાં રાજ્યો હિંદુસ્તાનમાં એક સરખી સત્તા ભોગવે એવો તેનો હેતુ હતો. તેના ધારવા પ્રમાણે આવી રીતે મોટા વિગ્રહો અને તેના ભારે ખરચ અટકી શકે.

૭. લોર્ડ કોર્નવોલિસનો મુખ્ય હેતુ બંગાળાનું રાજ્ય સુધારવાનો હતો અને મુખ્યત્વે કરીને જમીનની મહેસુલ ઉઘરાવવાની રીત સુધારવાનો હતો. આ મહેસુલમાં વખતોવખત ફેરફાર થતો હતો અને મહેસુલ વધારવામાં આવશે એવી ધાસ્તીથી લોકો જમીન ઉપર પૈસા ખરચતા ન હતા. તેથી કરીને કોર્નવોલિસે હમેશને માટે મહેસુલનો આંકડો મુકરર કરવાનો નિશ્ચય કર્યો. તેમ કરવાનો તેનો એ હેતુ હતો કે જે રકમ લોકોને ભરવાની હોય તેની ચિંતા તેઓને રહે નહિ. એટલા માટે તેણે બંગાળામાં "પર્મેનન્ટ સેટલ્મેન્ટ" એટલે જમીનની મહેસુલનો જાથુકનો આંકડો ઠરાવ્યો, અને તેમાં હજુ સુધી કાંઈપણ ફેરફાર કરવામાં આવ્યો નથી. આ રીત પ્રમાણે જમીનની કિંમત ગમે તે હોય તોપણ સરકારની મહેસુલ તો અમુક મુકરર કીધેલી રકમજ રહે છે.

૮. આ રીત ડહાપણ ભરેલી હતી કે કેમ? ગમે તેમ હોય તો પણ કોર્નવોલિસે જે રીતે જમીનની મહેસુલ મુકરર કરી હતી તે રીત તો ભૂલ ભરેલી હતી. બંગાળાની મહેસુલ જમીનદાર નામથી ઓળખાતા માણસો હમેશાં ઉઘરાવતા. તે જમીનદારો જમીનના માલીક ન હતા પણ ખેડુતો પાસેથી મહેસુલ ઉઘરાવતા અને જમીન તો ખરેખરી રીતે ખેડુતની માલકીની હતી. તે જમીનદારો તે મહેસુલ અંગ્રેજી કલેકટરોને ભરતા. લોર્ડ કોર્નવોલિસ પોતે ઈંગ્લાંડમાં એક મોટો જમીનદાર હોવાથી આ જમીનદારો પણ જમીનના માલીકો છે એમ ધારવામાં, અને બંગાળાની જમીનના માલીકો તેમને ગણવામાં, તેણે ભૂલ કરી. જમીનદારો જમીનના માલીક થયા એટલે તેઓ ખેડુતો ઉપર ઘણી વખતે જુલમ કરવા લાગ્યા; અને આ ખેડુતોનું જમીનદાર વિરૂદ્ધ રક્ષણ કરવા માટે અંગ્રેજ સરકારને કેટલાક કાયદા કરવા પડ્યા.

૯. કોર્નવોલિસે બંગાળામાં બીજા પણ કેટલાક ફેરફારો કર્યાં. સઘળા સરકારી નોકરોને યોગ્ય રીતે પગાર મળવો જોઈએ અને તેઓએ લાંચ કે બક્ષીસ લેવી ન જોઈએ અને પોતાને માટે કોઈપણ વેપાર કરવો ન જોઈએ, એવી ફરજ તેણે પાડી. તેણે ન્યાયની કચેરીઓ અને પોલીસખાતું સુધાર્યાં.

૧૦. ચોથા ગવર્નર જનરલનું નામ રીચર્ડ વેલસ્લી હતું. તે અંગ્રેજ ઉમરાવનો દીકરો હતો અને પોતે પણ પછીથી ઉમરાવ થયો, અને "માર્કિવસ ઓવ્ વેલસ્લિ" નો ઈલકાબ તેને મળ્યો. લોર્ડ વેલસ્લિ, જે પાછળથી માર્કિવસ ઓવ્ વેલસ્લિ થયો, તે હિંદુસ્તાન આવ્યો ત્યારે લોર્ડ કોર્નવોલિસ કરતાં તેના વિચારો જુદાજ હતા. સઘળા રાજ્યોની સત્તા સમતોલ રાખવી એવી તેની માન્યતા ન હતી.



લૉર્ડ કૉર્નવૉલિસ.



માર્કિવસ ઑવ્ વેલ્સ્લિ.


दिल्ली
आग्रा
जोधपूर
र ज पू त
ग्वालेर
बडोदें
इंदूर
नागपूर
मुंबई
पुणें
हैद्राबाद
म्हैसूर
मद्रास
श्रीरंगपट्टण
कलकत्ता
ने पा ळ
मराठे मंडळ
इंग्रजी प्रांत
इंग्रजी मांडलीक संस्थानें
इंग्रजी मैल
० ५० १०० २०० ३०० ४००
७०
८०
९०
३०
२०
१०

૧૭૮૫નું હિંદુસ્તાન.

તેનું ધારવું એવું હતું કે આમ કરવાથી તો જુદા જુદા રાજાઓ અને નવાબો વચ્ચે હમેશાં વિગ્રહ ચાલુજ રહેશે. મરાઠાઓ અને નિજામ અને મ્હૈસુરના મુસલમાનો કેટલાક જમાનાથી એક બીજા સાથે લડતા હતા, તેમ છતાં તેઓની વચ્ચે હજુ સુલેહ થઈ ન હતી. થોડો વખત ઉપરજ નિજામ કુર્દલાની મોટી લડાઈમાં હાર્યો હતો અને મરાઠાઓને ચોથ આપવાનું વચન આપવાની તેને ફરજ પડી હતી; પણ આથી કાંઈ સુલેહ થયેલી ગણાય નહિ. મરાઠા સરદારો પણ હમેશાં એક બીજા સાથે લડતા હતા. રજપૂતો અને તેમની વચ્ચે હમેશાં લડાઈ જારીજ હતી. ઉત્તર હિંદુસ્તાનમાં પણ અફ્ઘાનોની ચઢાઈની હમેશાં ધાસ્તી રહેતી હતી. લડવાનો ધંધો કરનાર સિપાઇઓથી દેશ ભરપુર હતો, અને જે રાજા તેમને પગાર આપી રાખે તેમની નોકરીમાં તેઓ રહેતા. મરાઠાઓએ પગાર આપી આવા હજારો આરબ સિપાઈઓ રાખ્યા હતા.

૧૬૮૦ થી. ૧૭૯૫.

૧૧. વળી ફ્રેંચોએ પણ લડાઈ કરવાની ફરીથી શરૂઆત કરી હતી. ડુપ્લેના વખત પછી તેમનું એકે મજબુત સંસ્થાન રહ્યું ન હતું, પરંતુ હિંદુસ્તાનના રાજાઓના લશ્કરોમાં હમેશાં કેટલાક ફ્રેંચ અમલદારો હતા. નિજામ, હૈદરઅલી, મરાઠા સરદારો અને મુખ્યત્વે કરીને સિંધીઆ, ફ્રેંચ અમલદારોને રાખતા. આમાંના ઘણા સારા લડવૈઆઓ હતા, અને કંપનિના સિપાઈઓ જેવા કવાયત શીખી સારા તૈયાર થાય ત્યાંસુધી રાજાઓના લશ્કરના સિપાઈઓને તેઓ કેળવતા. આ ફ્રેંચ અમલદારોએ અને કેટલાક રાજાઓએ મિત્રાચારી કરવાના હેતુથી ફ્રાંસની સરકાર ઉપર કાગળો લખવા માંડ્યા. તે અરસામાં મહાન બાદશાહ નેપોલીઅન હિંદુસ્તાન ઉપર ચઢાઈ કરવાનો હમેશાં વિચાર કર્યા કરતો હતો. ૧૮૦૦.

૧૨. આ સઘળાં કારણોથી **માર્કિવસ ઓવ્ વેલસ્લિએ** એવો દૃઢ નિશ્ચય કર્યો કે **હિંદુસ્તાનમાં** એકજ રાજ્ય જોઈએ અને તે એવું બળવાન હોવું જોઈએ કે તેથી સઘળાઓ વચ્ચે સુલેહ શાંતિ રહી શકે, અને તેણે વળી નિશ્ચય કર્યો કે આ સર્વોપરિ સત્તા **અંગ્રેજોનીજ** હોવી જોઈએ. તેના સમય માટે આ તેનો નિશ્ચય ઘણો જોખમ ભરેલો હતો. કારણ કે **અંગ્રેજો** પાસે **બંગાળા** સિવાય બીજો કોઈ ઝાઝો મુલક હતો નહિ, અને તેની આ યોજના પૂરી પાડવા માણસો અને પૈસા મેળવવા એ કાંઈ સહેલી વાત ન હતી. તેમ વેલસ્લિના આ વિચારને **ઈંગ્લાંડમાં** ટેકો મળે એવી પણ તેને આશા ન હતી. કંપનિને **હિંદુસ્તાનના** રાજ્યકર્તા થવાની કાંઈ આતુરતા ન હતી. તેઓને **હિંદુસ્તાનમાં** ફક્ત પોતાનો વેપાર ચલાવવાનીજ ઇચ્છા હતી. તેઓને લડાઈનો મોટો ભય હતો; કારણકે તેથી તેઓનો સઘળો નફો તણાઈ જતો; અને તેઓ હંમેશાં એવી આશા રાખતા હતા કે **હિંદુસ્તાનમાં** આપો આપ સુલેહ શાંતિ થઈ જશે. પરંતુ આવી રીતે સુલેહ શાંતિ કરવા માટે **હિંદુસ્તાનમાં** કોઈ **અશોક** કે **અકબર** પેદા થયો નહિ; અને સુલેહ શાંતિ કરવા માટે જ્યારે **અંગ્રેજો** પુરેપુરા બળવાન થયા ત્યારે અને તેથીજ સુલેહ શાંતિ થઈ.

૧૩. વેલસ્લિએ પહેલું પગલું એ લીધું કે **હિંદી** રાજાઓને **ફ્રેંચ** સિપાઈઓ કાઢી મૂકવાની ફરજ પાડી. એકલા **નિઝામે** આમ કરવાનું કબુલ કર્યું. **દક્ષિણ હિંદુસ્તાનમાં** જે ત્રણ રાજ્યકર્તા હતા, તેમાં **નિઝામ** હંમેશાં સૌથી નબળો હતો અને હાલમાં તે **મરાઠાના** પુરેપુરા કાબુ નીચે હતો. તેણે તેમને ચોથ આપવાનું કબુલ કર્યું હતું. તેને એમ લાગ્યું કે **અંગ્રેજો** તેને આ બોજામાંથી મુક્ત કરાવશે, અને તેથી તેણે **ફ્રેંચ** લશ્કરને કાઢી મૂકવાનું અને **ઈંગ્લાંડ** સાથે મિત્રાચારી કરવાનું

કબુલ કર્યું. નિજામે અને તેના વંશજોએ આ મિત્રાચારીનો હજુ સુધી કોઈ દિવસ ભંગ કર્યો નથી, અને અંગ્રેજી રાજ્યે પણ નિજામને તેના દેશના માલીક તરીકે રહેવા દીધો છે.

૧૪. ટીપુએ વેલસ્લિની ઇચ્છા પ્રમાણે કરવાનું ના પાડયું અને અંગ્રેજ સાથે એક છેલ્લો વિગ્રહ કરવાની હિંમત ધરી. તે વિગ્રહ લાંબો વખત ચાલ્યો નહિ. ટીપુને થોડા વખતમાં સીરીંગાપટ્ટણમાં ઘેરી લેવામાં આવ્યો. તે કિલ્લા ઉપર હુમલો કરી સર કરવામાં આવ્યો, અને ટીપુ દરવાજા વચ્ચે લડતાં લડતાં મરી ગયો. આ પછી ૧૭૯૯.
મ્હેસુરનું જુનું રાજ્ય, જે હિંદુ રાજા પાસેથી હૈદરે લઈ લીધું હતું તે તેના કુટુંબના માણસોને પાછું આપવામાં આવ્યું. પરંતુ હૈદરે જીત કરી મેળવેલા મુલકનો કેટલોક ભાગ મદ્રાસ ઇલાકામાં ઉમેરી દેવામાં આવ્યો.

૧૫. આ વિગ્રહમાં આર્થર વેલસ્લિ નામનો એક અંગ્રેજ અમલદાર હતો, તે ગવર્નર જનરલનો ભાઈ હતો. આ વખતે તે એક કર્નલની પદવી ભોગવતો હતો. પરંતુ થોડાજ વખતમાં તે સરદાર (જનરલ) થયો અને છેવટે નામાંકિત ડયૂક ઓવ્ વેલિંગ્ટન થયો.

૧૬. ટીપુની માફક મરાઠાઓએ પણ ફ્રેંચ લશ્કરને કાઢી મૂકી અંગ્રેજની મિત્રાચારી કબુલ રાખવા ના પાડી તેથી વિગ્રહ થયો. પરંતુ તે વિગ્રહ બધા એકત્ર થયેલા મરાઠા અને અંગ્રેજ વચ્ચેનો ન હતો. મરાઠા સરદાર હોલ્કરને પુનાના પેશ્વા બાજીરાવ સાથે અંગત તકરાર હતી. તેણે પુના લીધું અને બાજીરાવને હાંકી કાઢ્યો. તેથી બાજીરાવ અંગ્રેજને જઈ મળ્યો, અને તેમની સાથે મિત્રાચારીના ૧૮૦૨.
તહનામા ઉપર સહી કરી. આ તહનામું વસાઈનું તહનામું કહેવાય છે. વડોદરાના ગાયકવાડે પણ તેવીજ જાતના તહનામા ઉપર સહી કરી. બીજા મરાઠા સરદારો, સિંધીઆ અને ભોંસલેએ લડાઈ કરવાનું

પસંદ કર્યું. તે વિગ્રહમાં મુખ્ય લડાઈ સિંધીઆ અને સર આર્થર
૧૮૦૩. વેલસ્લિના લશ્કરો વચ્ચે આસાઇ આગળ થઈ. સિંધીઆનું લશ્કર ઘણું મોટું હતું, પણ અંગ્રેજી લશ્કર તેથી વધારે સારૂં કવાયત પામેલું હતું અને તેથી મરાઠાઓની હાર થઈ. સિંધીઆ અને ભોંસલેએ સુલેહ કરવાની માગણી કરી; અને તેમની પાસેથી તેમના રાજ્યનો નીચે પ્રમાણેનો કેટલોક દેશ લઈ તેમની માગણી અંગ્રેજોએ કબુલ રાખી:—

(૧) દિલ્હી જિલ્લામાં જમના નદીના ઉત્તર પ્રદેશ ઉપરથી મરાઠાઓએ સઘળા હક છોડી દીધા. આ જિલ્લો હજી મોગલ પાદશાહને તાબે છે એમ કહેવાતું, પરંતુ ખરી રીતે તો તે મરાઠાઓને તાબે હતો. મોગલ પાદશાહ* એક આંધળો ઘરડો માણસ હતો અને દિલ્હીમાં તેને તેઓએ એક કેદી તરીકે રાખ્યો હતો. અંગ્રેજોએ ઘરડા પાદશાહને પદભ્રષ્ટ કર્યો નહિ. તેની પદવી અને તેનું પેન્શન કાયમ રાખ્યાં, પરંતુ તે દેશનો રાજ્યકારભાર પોતાને કબજે કરી લીધો. આ જિલ્લો વાયવ્ય પ્રાંત થયો.

(૨) કટક પાસેનો દેશ ઓરિસા, બંગાળા ઇલાકામાં ભેળવી દેવામાં આવ્યો, અને હવે બંગાળાના ઉપસાગર સુધી પહોંચે તેવી કોઈ મરાઠા સરદારની સત્તા રહી નહિ.

(૩) મરાઠાઓએ રજપૂતો અને નિઝામ પાસેથી ચોથ લેવાના સઘળા હક છોડી દીધા.

૧૭. ઇંદોરના મોટા મરાઠા સરદાર હોલ્કરે સિંધીઆ અને ભોંસલે સાથે સામેલ રહેવાની ના પાડી, પરંતુ તે કોઈ રીતે

* શાહ આલમ.

અંગ્રેજનો મિત્ર ન હતો, અને ચોથ લેવાનો પોતાનો હક તેણે છોડી દીધો નહિ. લોર્ડ વેલસ્લિએ તેની સાથે વિગ્રહ જાહેર કર્યો, અને ઉત્તર હિંદુસ્તાનમાંથી અંગ્રેજી લશ્કર તેના તરફ કૂચ કરી ગયું. પણ સિંધીઆની માફક હોલ્કર તેમના સામો આવ્યો નહિ. સિંધીઆએ ફ્રેંચ અમલદારોથી કેળવાયેલા સિપાઈઓ ઉપર વિશ્વાસ રાખ્યો હતો, અને તેઓ વ્યૂહબંધ લડાઈ લડી શકે તેવા હતા; પણ જો તેઓ લડાઈ ખોવા પર આવે તો એકદમ હાર પામી વીખરાઈ જતા હતા. હોલ્કર મરાઠા ઘોડેસ્વારો ઉપર આધાર રાખતો હતો અને તેઓ શરૂઆતમાં જેવા ઘોડેસ્વારોથી મરાઠાઓ મોગલને હરાવતા હતા તેવા હતા. હોલ્કરના ઘોડેસ્વારો વ્યૂહબંધ લડાઈ લડતા નહિ. તેઓ અંગ્રેજનો ખોરાક આવતો અટકાવી નાખતા અને ચોમાસું બેસે ત્યાં સુધી કૂચ કરવી જારી રાખતા. હંમેશાં તેઓ માણસો ખોતા, પણ કોઈ દિવસ જીત મેળવતા નહિ. ચોમાસું બેઠું એટલે અંગ્રેજોને તોપો પાછળ પડતી ૧૮૦૪. મૂકી આગ્રા તરફ પાછળ હઠવું પડતું.

૧૮. શિયાળામાં વિગ્રહ પાછો શરૂ થયો. દીગના કિલ્લા આગળ વ્યૂહબંધ લડાઈ થઈ તેમાં અંગ્રેજોએ ફતેહ મેળવી. પરંતુ ભરતપુરનો કિલ્લો લેવામાં તેઓ નિષ્ફળ ગયા. ત્રણ મહીના સુધી તેઓ ઘેરો ઘાલી બેઠા, પરંતુ છેવટે ભારે નુકસાન ખમી પાછું હઠવું પડયું.

૧૯. લોર્ડ વેલસ્લિ આ વિગ્રહનો અંત લાવી શકત અને લાવ્યો પણ હોત, અને સિંધીઆ અને પેશ્વાએ જેવી સરતોથી સુલેહ કરી તેવી સરતોથી સુલેહ કરવાને હોલ્કરને ફરજ પણ પાડી શક્યો હોત. પરંતુ હિંદુસ્તાનમાંના આ દુશ્મનો ઉપરાંત બીજા (બહારના) દુશ્મનો સાથે પણ કામ લેવાનું હતું. ઇંગ્લાંડમાં કંપનિ તેના તરફ નારાજ થઈ હતી. તેના વિગ્રહથી પૈસાની ભારે રકમ તેમને ખરચ થઈ હતી અને તેઓને

સુલેહ જોઈતી હતી. તેઓએ વેલસ્લી વિરૂદ્ધ એટલી બધી ફરિઆદો કરી
૧૮૦૫. કે તેને રાજીનામું આપવાની જરૂર પડી. આમાં કંપનિની બેશક ભૂલ હતી. વેલસ્લિએ જે રસ્તો લીધો હતો તેજ હિંદુસ્તાનમાં સુલેહ કરવાનો ખરો રસ્તો હતો એમાં કાંઈ શક નથી. પરંતુ આપણે યાદ રાખવું જોઈએ કે આ અરસામાં યુરોપમાં ઈંગ્લાંડ નેપોલિઅન સાથે લડતું હતું અને પૈસાની ભારે રકમો ઈંગ્લાંડને ખરચવી પડતી હતી; અને હિંદુસ્તાનમાં આવા ભારે ખરચાળ વિગ્રહમાં તેઓ ઉતરી ન શકે એવું માનવાને કંપનિને સબળ કારણ હતું.

૨૦. પરંતુ જોકે વેલસ્લિ પોતાની યોજના પુરેપુરી પાર ઉતારી શકયો નહિ, તોપણ હિંદુસ્તાનમાં અંગ્રેજોએ કવી રીતે કામ લેવું તેનો તો તેણેજ ખરેખરો નિર્ણય કર્યો. તે હિંદુસ્તાન છોડી ગયો તે વખતે અંગ્રેજી સત્તા લગભગ સર્વોપરિ થઈ ગઈ હતી, અને થોડાજ વખતમાં સર્વોપરિપણે આવી. તેઓ પોતે એકલાજ રાજ્યકર્તાની સત્તા ભોગવે એવી તેમની ઇચ્છા ન હતી. હૈદરાબાદ અને વડોદરા જેવાં રાજ્યો, જેઓ ઈંગ્લાંડના મિત્ર થયાં, તેઓને સ્વતંત્ર રહેવા દીધાં. ફક્ત તેમને ફ્રાંસ અને બીજા પરદેશી રાજ્યો સાથે કાંઈપણ વહેવાર કરવા દેવામાં આવતો ન હતો.

૨૧. વેલસ્લિ વિગ્રહમાં એટલો બધો ગુંથાયેલો હતો કે હિંદુસ્તાનની મુલકી રાજ્યનીતિ તરફ કાંઈ ધ્યાન આપી શકયો ન હતો, પણ તેણે એક કામ કર્યું તે ધ્યાનમાં લેવા જેવું છે. અમલદારો તરીકે પોતાની ફરજ બજાવવાનું કંપનિના જુવાન નોકરોને શીખવવાને કલકત્તામાં તેણે કાલેજ ઉઘાડી. તેને એમ લાગ્યું કે જો અંગ્રેજોએ રાજ્ય કરવું હોય તો તેમના તરફથી કામ કરનાર માણસો સારી અક્કલ અને સાધારણ સમજશકિત વાળા હોવા જોઈએ.



७०
८०
९०
३०
२०
१०
लाहोर
दिल्ली
लासवारी
र ज पू त
जोधपूर
सिंध
आग्रा
अयोध्या
ने पा ळ
ग्वाल्हेर
कलकत्ता
बडोदें
इंदूर
नागपूर
अडगांव
आसई
मुंबई
पुणें
हैदराबाद
मद्रास
इंग्रजी प्रांत
इंग्रजी मांडलीक संस्थानें
इंग्रजी मैल
०५० १०० २०० ३०० ४००


૧૮૦૫નું હિંદુસ્તાન.



માર્કિવસ ઓવ્ હેસ્ટિંગ્સ.

૨૨. **અંગ્રેજી** ઇલ્કાબો કેટલેક દરજ્જે ગુંચવાડામાં નાખે એવા છે.

(૧) જ્યારે કોઈ માણુસને 'નાઇટ' બનાવવામાં આવે ત્યારે તેના પોતાના નામની આગળ 'સર' મૂકવામાં આવે છે, દાખલા તરીકે, **સર** વિલિઅમ **જોન્સ.** તેને **સર જોન્સ** એવું કદી કહેવામાં આવતું નથી, પણ તેને **સર** વિલિઅમ અથવા **સર** વિલિઅમ **જોન્સ** કહેવામાં આવે છે.

(૨) ઉમરાવોના ઇલ્કાબો જુદી જુદી જાતના હોય છે. (ઉમરાવોની) ઉતરતી પંક્તિના માણુસોના ઇલ્કાબ અંગત હોય છે. તે નામની પૂર્વે લગાડવામાં આવે છે, દાખલા તરીકે '**વાઇકાઉન્ટ મોર્લી.**' આવા ઉમરાવોનાં સંબંધમાં સામાન્ય ઇલ્કાબ '**લોર્ડ**' વપરાય છે, દાખલા તરીકે '**લોર્ડ મોર્લી.**' એકજ નામ અને ઇલ્કાબવાળા બે ઉમરાવોને ઓળખવાને કેટલીક વખત કોઈ સ્થળનું નામ ઉમેરવામાં આવે છે, દાખલા તરીકે, '**લોર્ડ** (અથવા **વાઇકાઉન્ટ**) **મોર્લી** ઓવ્ **બ્લૅ**કબર્ન.'

ઉમરાવોની ચઢતી પંકિતના માણુસોના ઇલ્કાબો અમુક મુલકના નામ ઉપરથી રાખેલા હોય છે, જેનો અર્થ એવો થાય છે કે **બ્રિ**ટનનો તે ભાગ કોઈ રીતે તેમના અધિકાર તળે છે, દાખલા તરીકે '**માર્કિવસ** ઓવ્ **સોલ્સબરી**' કે 'ડયુક ઓવ્ ડેવનશિયર.' '**માર્કિવસ**' અથવા '**અર્લ**' ની બાબતમાં '**લોર્ડ**'નો ઇલ્કાબ તે સ્થળના નામ સાથે ઘણીવાર વપરાય છે, જેમકે '**લોર્ડ સોલ્સબરી.**'

( ૩ ) વેલસ્લિ ભાઇઓનાં નામ અને ઇલ્કાબ આ પ્રમાણે હતાં:—
રિચર્ડ વેલસ્લિ, માર્કિવસ ઓવ્ વેલસ્લિ અથવા લોર્ડ વેલસ્લિ; આર્થર વેલસ્લિ, ડ્યૂક ઓવ્ વેલિંગટન.

૨૩. લોર્ડ કોર્નવોલીસ પછી સર જોન શોર ગવર્નર જનરલ થયો (૧૭૯૮–૧૭૯૮), અને તેના પછી લોર્ડ વેલસ્લિ થયો.

## પ્રકરણ ૨૦મું.

## અંગ્રેજી સત્તાની ચઢતી કળા.

### હેસ્ટિંગ્સ. ડેલહાઉસી.

### ગુરખાના વિગ્રહો. શીખના વિગ્રહો.

### દેશી રાજ્યોનું ખાલસા થવું.

૧૮૦૫. ૧. લોર્ડ વેલસ્લિએ રાજીનામું આપ્યું એટલે કંપનિએ લોર્ડ કોર્નવોલિસને ફરીથી મોકલ્યો. કંપનિનો એવો ઇરાદો હતો કે તેણે હિંદુસ્તાનના રાજાઓ સાથે સલાહ કરવી અને સઘળાની સત્તા સમતોલપણે રાખવી; પણ લોર્ડ કોર્નવોલિસ ઘરડો થયો હતો, અને હિંદુસ્તાન પાછો જવાને નાલાયક હતો. તે થોડા વખતમાં માંદો પડ્યો અને મરી
૧૮૦૭. ગયો. તેના પછી અર્લ ઓવ્ મિન્ટો ગવર્નર જનરલ તરીકે આવ્યો અને તેણે તે વિચારો અમલમાં મૂક્યા. તેણે હોલ્કર સાથે સુલેહ કરી અને બને ત્યાં સુધી સઘળા હિંદી રાજ્યો સાથે સુલેહ જાળવી રાખી. આ રાજ્યનીતિને "વચ્ચે ન પડવાની પદ્ધતિ" કહે છે. પરંતુ તેથી હિંદુસ્તાનમાં સુલેહ આવી નહિ. હિંદુસ્તાનના રાજ્યો વચ્ચે વિગ્રહ

ચાલતો રહ્યો, અને પિંઢારા નામનાં સિપાઈઓનાં ટોળાંએ દેશમાં લૂટ-ફાટ કરવા માંડી. તે પિંઢારાઓ કોઈ અમુક રાજ્યને તાબે ન હતા. દિન પ્રતિદિન તેઓ વધારે હિંમતવાન બનતા ગયા અને કંપનિના તાબાના દેશમાં પણ પેસવા માંડયું.

૨. **લોર્ડ** વેલસ્લિએ રાજીનામું આપ્યા પછી દસ વર્ષે બીજો જે ગવર્નર જનરલ આવ્યો તેણે **લોર્ડ** વેલસ્લિએ અધુરૂં મૂકેલું કામ પુરૂં ૧૮૧૩.
કર્યું. તે **માર્કિવસ** ઓવ્ હેસ્ટિંગ્સ હતો. તે આવ્યો ત્યારે જુદી જુદી દિશાઓમાં વિગ્રહ ફાટી નીકળેલા હતા. પરંતુ તે પોતે યુદ્ધમાં કુશળ હતો અને તેને લડાઈની બીલકુલ ધાસ્તી ન હતી.

૩. (૧) તેણે પ્રથમ ગુરખાઓ તરફ લક્ષ આપ્યું. આ લોકો **ને**પા- ૧૮૧૪.
ળના રહીશ હતા. તેમનો ચહેરો **મોં**ગોલિઆના લોકોને મળતો હતો, અને તેઓના બાપદાદા કદાચ **મ**ધ્ય **એ**શિઆમાંથી આવ્યા હોય. પણ તેઓ હિંદુઓમાં પરણતા અને હિંદુધર્મ પાળતા. આ અરસામાં તેઓ ઘણા બળવાન થયેલા હતા; તેઓ હિંદુસ્તાનના પ્રદેશ ઉપર ચઢી આવતા, અને **બં**ગાળામાં આવેલાં કંપનિનાં ગામડાંઓ ઉપર હુમલો કરતા. આથી વિગ્રહ જાગ્યો. ગુરખાઓ સાથે સુલેહ થતાં ઘણો લાંબો વખત લાગ્યો. તેઓ સારા લડવૈઆ હતા અને તેઓનો દેશ એવો ખરાબ હતો કે ત્યાં બીજાને ચઢાઈ લઈ જવી ઘણી મુશ્કેલ પડે. **અંગ્રેજી** લશ્કરો અને તેમની વચ્ચે જંગલોથી પથરાયેલા પર્વતો અને તાવના ઉપદ્રવવાળી ખીણો અને કીચડવાળી ભીની જગાઓ આવેલી હતી, અને તેથી કરીને **અંગ્રેજી** લશ્કરને કેટલીક વખત પાછા હઠવું પડયું હતું. છેવટે **અંગ્રેજી** લશ્કર **ને**પાળની રાજધાની ખટમંડુ સુધી જઈ પહોંચ્યું, અને ગુરખાઓએ સુલેહ કરવાની માગણી કરી. તેમની આબરૂ જળવાય એવી સરતોથી તેમની સાથે સુલેહ કરવામાં આવી. ૧૮૧૫.

જે ઠેકાણે હાલ **સીમલા** આવેલું છે તે ઠેકાણેનો તેઓના ડુંગરોમાંનો કેટલોક ભાગ તેઓએ આપી દીધો, પણ તેઓને સ્વતંત્ર રહેવા દેવામાં આવ્યા અને તેઓ **અંગ્રેજ**ના મિત્ર થયા. આ મિત્રાચારી કોઈ પણ દિવસ તોડવામાં આવી નથી. ગુરખાઓ **અંગ્રેજ** શહેનશાહની પ્રજા નથી, તોપણ તેઓમાંના ઘણા **હિંદી** લશ્કરમાં દાખલ થયા છે, અને તેઓ બહાદુર અને વફાદાર સિપાઈઓ છે એવું તેમણે બતાવી આપ્યું છે.

૪. (૨) હવે **માર્કિવસ ઓવ્ હેસ્ટિંગ્સે પિંઢારાઓ** તરફ લક્ષ

૧૮૧૭. આપ્યું. તેણે એક ઘણું મોટું લશ્કર એકઠું કર્યું, અને ધીરે ધીરે જઈ તેઓને સાવચેતીથી ઘેરી લીધા. તેઓનાં હથિઆર ખૂંચવી લેવામાં આવ્યાં. તેઓમાંના ઘણાખરાને ગુજરાન માટે જમીન આપવામાં આવી, અને **હિંદુસ્તાન**ને આ લૂટારાઓથી મુક્ત કરવામાં આવ્યું.

૫. (૩) **પેશ્વા, હોલકર** અને **ભોંસલે**એ **વડોદરા** અને **હૈદરાબાદ**ના દાખલા પ્રમાણે ચાલતું કે નહિ એ બાબતનો નિર્ણય કરવાનો વખત હવે આવી પહોંચ્યો હતો. પરંતુ તેમ કરવાનું તેઓમાં ડહાપણ ન હતું; તેમનાં સઘળાં લશ્કરો એકઠાં કરી બહાદુરીથી લડવાની પણ તેઓમાં અક્કલ ન હતી. તેઓએ **અંગ્રેજ** ઉપર હુમલો કર્યો, પરંતુ કાંઈ-પણ કળાકૌશલ્ય વિના લડ્યા. તેઓને ફતેહ મળી નહિ અને બંને જણ પાયમાલ થયા. **અંગ્રેજ**ના રાજ્ય નીચે **ઇંદોર** એક નાના રાજ્ય તરીકે રહ્યું. **પુના**ને **મુંબાઈ** ઇલાકામાં ભેળવી દેવામાં આવ્યું. આથી **મુંબઈ** ઇલાકાની હદ **ઘાટ**ની પેલી તરફ જઈ પહોંચી અને **મુંબઈ** ઇલાકો **કલકત્તા** અને **મદ્રાસ**ની સાથે ગણવામાં આવે એવો મોટો થયો.*

---

*__માર્કિવસ ઑવ્ હેસ્ટિંગ્સ__ની પછી **લોર્ડ આમ્હર્સ્ટ** આવ્યો, ૧૮૨૩–૧૮૨૮. પરંતુ તેના રાજ્યકારભારમાં **હિંદુસ્તાન**માં કોઇ અગત્યનો બનાવ બન્યો નથી. તેમ છતાં તેના કારોબારની હકીકત **બ્રહ્મદેશ**ના પ્રકરણમાં જોવી.


शीख
लाहोर
दिल्ली
नेपाळ
सिंध
रजपूत
जोधपूर
आग्रा
अयोध्या
ग्वाल्हेर
मराठी
इंदूर
बडोदें
कलकत्ता
नागपूर
संस्थानें
मुंबई
निजाम
राज्य
पुणें
सातारा
हैद्राबाद
कोल्हापूर
म्हैसूर
मद्रास
इंग्रजी प्रांत
इंग्रजी मांडलीक संस्थानें
इंग्रजी मैल
०५०१००२००३००४००

१८२३नुं हिंदुस्तान.

૬. **લોર્ડ વિલિઅમ બેન્ટિક** આવ્યો ત્યારે **હિંદુસ્તાનમાં** સુલેહ ૧૮૨૮. **હતી**, અને આખા દેશમાં **અંગ્રેજોને** સર્વોપરિ સત્તા ધરાવનાર તરીકે **કબુલ** રાખવામાં આવ્યા હતા.* હવે એવી સામાન્ય માન્યતા થઈ હતી કે **હિંદુસ્તાનમાં** કોઈ રાજ્યને બીજા રાજ્ય સાથે અથવા **અંગ્રેજ** સરકાર સાથે વિગ્રહ કરવા દેવામાં આવશે નહિ. પરંતુ કોઈ દેશી રાજ્યની અંદર કાંઈ તોફાન ઉભું થાય તો **અંગ્રેજ** સરકારે વચ્ચે પડવું કે કેમ એ સવાલ હજુ ઉભો હતો. જો બળવો ઊઠે તો **અંગ્રેજ** સરકારે રાજાને મદદ કરવી કે તેની પ્રજાને મદદ કરવી? જો રાજા તેની પ્રજા ઉપર ખરાબ રીતે રાજ્ય કરતો હોય તો તેમ કરતાં **અંગ્રેજ** સરકારે તેને અટકાવવો કે કેમ? આ બાબતમાં શું કરવું તેનો કાંઈ નિશ્ચય હજુ કર્યો ન હતો. અયોધ્યા જેવાં કેટલાંક રાજ્યોમાં ઘણી ખરાબ રીતે રાજ્ય ચલાવવામાં આવતું; તોપણ અંગ્રેજો વચ્ચે પડતા નહિ, અને તેમની નજરમાં આવે તેમ રાજ્ય ચલાવવા દેતા. કેટલાંક બીજાં રાજ્યોમાં તેઓ વચ્ચે પડતા પણ ખરા.

૭. (૧) **મ્હૈસુરનો** રાજા ખરાબ રાજ્ય ચલાવતો હતો તેથી ત્યાં બળવો ઉઠ્યો. **લોર્ડ બેન્ટિકે** એ રાજાને પદભ્રષ્ટ કર્યો અને **અંગ્રેજી** અમલદારોને **મ્હૈસુરમાં** રાજ્ય ચલાવવા મોકલ્યા.

(૨) કુર્ગમાં પણ આમજ બન્યું. કુર્ગના રાજાને પદભ્રષ્ટ કર્યો અને તે દેશ મદ્રાસ ઇલાકામાં ભેળવી દીધો. ૧૮૩૪.

૮. થોડાં વર્ષ પછી **સિંધ** સાથે વિગ્રહ ચાલ્યો.† આ દેશ **હિંદુ-** ૧૮૪૩. સ્તાનમાં આવેલા રણની બીજી બાજુએ આવેલો છે, અને લાંબા વખતથી

*પંજાબમાં **શીખો** અને **સિંધ** તેમને તાબે ન હતા.

† **લોર્ડ એલેનબરો** ગવર્નર જનરલ હતો.

હિંદુસ્તાનના ઇતિહાસથી તેનો ઇતિહાસ જુદો પડી ગયો હતો. આરબ લોકોએ એ દેશ જીત્યો હતો. હિંદુ રાજાઓએ આરબોને હાંકી કાઢ્યા હતા. મોગલ લડવૈઆઓએ હિંદુઓને હરાવ્યા હતા, અને કેટલાક સૈકા સુધી સિંધ ઉપર મુસલમાન અમીરોએ રાજ્ય ચલાવ્યું હતું. આ અમીરો કદી અંગ્રેજો ઉપર હુમલો કરતા નહિ. તેમ છતાં તેમની અને અંગ્રેજોની વચ્ચે વિગ્રહ સળગી ઉઠ્યો. સિંધનો દેશ અંગ્રેજી હિંદુસ્તાન અને અફઘાનિસ્તાનના લોકો વચ્ચે આવેલો હતો. અને જ્યારે અંગ્રેજો અને અફઘાનિસ્તાનના લોકો વચ્ચે વિગ્રહ ચાલ્યો
૧૮૩૮. ત્યારે અંગ્રેજી લશ્કરો સિંધમાં થઈને કૂચ કરી ગયાં. અમીરોએ આ બાબતની ફરિઆદ કરી, અને આ બાબતમાં શું કરવું તે માટે સર ચાર્લ્સ નેપિઅરને ઈંગ્લાંડમાંથી મોકલવામાં આવ્યો. નેપિઅર એક મહાન લડવૈઓ હતો, અને તેને તો એમજ લાગ્યું કે સિંધ અને સિંધુ નદી અંગ્રેજની સત્તા નીચે આવે તોજ અંગ્રેજ સહી સલામત થાય. આ હેતુથી તેણે અમીરોને એક નવું તહનામુ સ્વીકારવાની ફરજ પાડી, જેથી તેઓ અંગ્રેજ સરકારની સત્તા નીચે આવ્યા. તેઓએ તે તહનામુ કબુલ રાખ્યું, પરંતુ થોડા સમયમાંજ સિંધમાં રહેતા અંગ્રેજ લશકર ઉપર તેમણે હુમલો કર્યો અને વિગ્રહ શરૂ થયો, પરંતુ તેઓ
૧૮૪૩. મિઆની અને હૈદરાબાદની બે મોટી લડાઈઓમાં હાર્યાં. આ બનાવ પછી અમીરોને પેન્શન આપવામાં આવ્યું અને સિંધને મુંબાઈ ઈલાકામાં જોડી દેવામાં આવ્યું.

૯. હિંદુસ્તાનના જુના ઇતિહાસમાં દેશ જીતીને મેળવવા માટે જે વિગ્રહ થયાનું વાંચવામાં આવે છે તેવોજ આ વિગ્રહ હતો, અને અંગ્રેજી હિંદુસ્તાનના ઇતિહાસમાં તો આવા પ્રકારનો વિગ્રહ આ



નાનક.



ગુરૂ ગોવિંદ.



રણજીતસિંહ.



લોર્ડ ડેલહાઉસી.

એકજ થયો છે. પરંતુ જો આવો વિગ્રહ થયો ન હોત, તો કરાંચીનું જે મોટું શહેર સિંધુ નદીના મુખ પાસે આવેલું છે તે કોઈ દિવસ હયાતીમાં આવત નહી.

૧૦. **શીખ** સાથેના વિગ્રહોની શરૂઆત જુદી રીતે થઈ છે. તે સમજવાને માટે **શીખ** લોકોનો આખો ઇતિહાસ મૂળથી આલેખવો પડશે.

૧૧. **મરાઠા** લોકો એકજ લોહીમાંથી ઉત્પન્ન થયેલા હતા, અને તેથી તેઓને એકજ પ્રજા કહી શકાય. પરંતુ **શીખ** લોકોની ઉત્પત્તિ તેવી નથી. '**શીખ**' એ શબ્દનો અર્થ 'શિષ્ય' થાય છે અને શરૂઆતના **શીખ** લોકો **પંજાબના** એક ઘરડા ગુરુના શિષ્ય હતા. તે ગુરુ ગમે તે **હિંદુને** પોતાના શિષ્ય તરીકે લેવાને ખુશી હતો. પરંતુ ખરી રીતે જોતાં **શીખ** લોકો ઘણા ખરા **જાટ** જાતના છે.* તેઓના પહેલા ગુરુનું નામ **નાનક** હતું; તે જાતનો ક્ષત્રિય હતો. પરંતુ તેણે **મુસલમાન** ધર્મના કેટલાક સિદ્ધાન્તો ઉપર ધ્યાનપૂર્વક મનન કર્યું, અને છેવટે એવા અનુમાન ઉપર આવ્યો કે ઈશ્વર વિષેના **હિંદુઓના** ઘણા ખરા વિચારો ભૂલભરેલા હતા. તેનું એમ ધારવું થયું કે ઈશ્વર એકજ છે અને અદૃશ્ય છે અને પૂજા કરવામાં કોઈપણ જાતની મૂર્તિ વાપરવી એ ખોટું છે. સારી જિંદગી ગાળવી એ માણસની મુખ્ય ફરજ છે, અને આ સારી જિંદગી કેવી રીતે ગાળવી એ તેણે કેટલાંક કાવ્યોમાં બતાવેલું છે. તેના પછી બીજા ગુરુઓ થયા. તેઓએ પણ કાવ્યમાં વધારો કર્યો અને દસમા ગુરુ, **ગોવિંદે** તે બધાં કાવ્યો

* કેટલાક લોકો એમ ધારે છે કે **જાટ** લોકો અસલના **શક** લોકોમાંથી ઉતરેલા છે.

એકઠાં કરી એક **ગ્રંથ** બનાવ્યો તે ગ્રંથને **શીખ** લોકો તેમના ગુરુ તરીકે પૂજે છે.

૧૨. શરૂઆતમાં **શીખ** લોકો શાંત અને સાદા હતા, અને તેઓને લડવૈઆ થવાનું કાંઈપણ મન ન હતું. પરંતુ **મુસલમાનોએ** તેમને હેરાન કર્યાં, અને છેવટે તેઓને પોતાનું રક્ષણ કરવાને માટે યુદ્ધકળા શીખવી પડી, અને અંતે ગુરૂ ગોવિંદે તે લોકોનું એક લડવૈઆ-ઓનું મંડળ બનાવ્યું અને તેમનાં નામ પછી 'સિંહ' શબ્દ ઉમેરવાનું કહ્યું. ત્યાર પછી તેઓ સિંહની માફક લડવા લાગ્યા. તેઓએ ધીમે ધીમે **અફઘાનોને** **પંજાબ**માંથી હાંકી કાઢયા, અને **લાહોર** તેમના રાજ્યનું મુખ્ય સ્થળ થયું. અહીં આગળ છેવટે **રણજીતસિંહે** બધા **શીખ** સરદારોને પોતાના રાજ્ય નીચે એકઠા કર્યા. તે ઘણો બાહોશ રાજ્યકર્તા અને યોદ્ધો હતો. પરંતુ તે જંગલી રીતે જીત મેળવનાર ન હતો, તેથી **સતલજ**ની બીજી બાજુએ તેણે ચઢાઈ કરવાને કાંઈ યત્ન
૧૮૦૯. કર્યો નહિ. તેણે **અંગ્રેજો** સાથે એવો કરાર કર્યો કે તેમના અને પોતાના દેશની હદ તરીકે **સતલજ** નદીને ગણવી અને આ કરાર તેણે તોડયો નહિ.

૧૮૩૭થી ૧૮૪૨. ૧૩. **અફઘાનિસ્તાન** સાથેના વિગ્રહોમાં **શીખ** લોકોએ **અંગ્રેજી** રાજ્યને રાજીખુશીથી મદદ કરી, કારણ કે **અફઘાનો** **શીખ** લોકોના જુના દુશ્મન હતા. પણ ૧૮૩૯ માં **રણજીતસિંહ** ગુજરી ગયો એટલે તેમનામાં કોઈ ડાહ્યો નાયક રહ્યો નહિ, અને **અંગ્રેજી** લશ્કરની **અફઘાનિસ્તાન**માં હાર થઈ એટલે **શીખ** લોકોને એમ લાગ્યું કે **અંગ્રેજો** ઉપર હુમલો કરી શકે એવા તેઓ બળવાન થયા છે.*

*આ વખતે **સર હેન્રિ હાર્ડિંગ** ગવર્નર જનરલ હતો.

૧૪. તેઓએ સતલજ ઓળંગી અને ચાર મોટી લડાઈઓ થઈ. શીખ લોકો બહાદુર અને સંખ્યાબંધ હતા. તેઓ ફ્રેંચ અમલદાર પાસેથી યુરોપી કવાયત શીખ્યા હતા, અને તેઓની પાસે ઘણી તોપો હતી. છેવટે અલીવાલ અને સોબ્રાનમાં તેમની મોટી હાર થઈ. ૧૮૪૬.
પરંતુ જયારે સુલેહ થઈ ત્યારે તેઓની પહેલાં જે હદ હતી તે ઘણી ખરી કાયમ રહી અને અંગ્રેજી રાજયની હદ બિઆસ નદી સુધી લઈ જવામાં આવી.

૧૫. થોડાંજ વર્ષ પછી બીજો શીખ વિગ્રહ શરૂ થયો. ચિલીનવાળા અને ગુજરાતની બે મોટી લડાઈઓ થયા પછી આ વિગ્રહનો ૧૮૪૯.
અંત આવ્યો. છેલ્લી લડાઈમાં અંગ્રેજો જીત્યા. આ વિગ્રહ પછી ગવર્નર જનરલ લોર્ડ ડેલહાઉસી* (૧૮૪૯ થી ૧૮૫૬) એ પંજાબ ખાલસા કર્યું.

૧૬. જો હિંદુસ્તાનના કોઈ દેશી રાજ્યમાં ખરાબ રીતે રાજ્ય ચલાવવામાં આવતું હોય તો, અંગ્રેજ સરકારે વચ્ચે પડવું કે નહિ, એ જે સવાલ લોર્ડ બેન્ટિંકે નિર્ણય કર્યા વગર રહેવા દીધો હતો તે બાબતમાં લોર્ડ ડેલહાઉસી નિશ્ચય ઉપર આવ્યો. તેણે એવો નિર્ણય કર્યો કે વચ્ચે આવવાની અંગ્રેજ સરકારની ફરજ છે, અને જો કોઈ સુધારો થવાની આશા ન હોય તો તે રાજ્યનો રાજયકારભાર પોતાના સ્વાધીનમાં લેવો. અયોધ્યાના રાજ્યમાં ઘણા વર્ષથી ઘણીજ અંધાધુંધી ચાલતી હતી તેથી તે રાજય ખાલસા કરવાને તેણે ઢંઢેરો પિટાવ્યો; અને એક સામાન્ય એવો નિયમ કર્યો કે જો કોઈ રાજય ખરાબ રીતે

*તે ખરી રીતે લોર્ડ રામસે માર્કિવસ ઓવ ડેલહાઉસી હતો, પણ તે હંમેશાં લોર્ડ ડેલહાઉસી કહેવાય છે.

ચાલતું હોય ને તે રાજયના રાજાને કાંઈ ફરજંદ ન હોય તો અંગ્રેજ સરકાર તેની ગાદીને માટે વારસ દત્તક લેવા પરવાનગી આપશે નહિ. તે તેની મીલકતને માટે વારસ દત્તક લઈ શકે; પરંતુ તેની ગાદી તો અંગ્રેજ સરકારને જાય (ખાલસા થાય). આ પ્રમાણે સતારા, નાગપુર અને ઝાંસીના રાજયોની હયાતીનો અંત આવ્યો.

૧૭. સને ૧૮૦૦ થી ૧૮૫૦ સુધીમાં અંગ્રેજી રાજ્યમાં જે સુધારા થયા તેનું વર્ણન આપણે જાણીશું ત્યારેજ લૉર્ડ ડેલહાઉસીના વિચારો આપણે સમજી શકીશું. પશ્ચિમ તરફના દેશના વિચારોને અનુસરીને હિંદુસ્તાનમાં સારૂં રાજ્ય સ્થાપવાને માટે અંગ્રેજ સરકાર દરેક દિશામાં પ્રયત્ન કરી રહી હતી. હિંદુસ્તાનના રાજાઓ પશ્ચિમ તરફના તે વિચારો સમજી શકતા ન હતા. આગલા વખતમાં જ્યારે લડાઈના દિવસોનો અંત આવતો ત્યારે તેઓ સારા રસ્તા, પૂલો, ગટરો, ઇસ્પિતાલો કે નિશાળો બાંધવાની શરૂઆત કરતા નહિ; પણ તેઓ પૈસા મોજશોખમાં ઉડાવતા અને પોતાની રૈયત ઉપર લૂટફાટ થવા દેતા. લૉર્ડ ડેલહાઉસીને લાગ્યું કે આવા લોકો મારફતે હિંદુસ્તાનમાં રાજ્ય ચલાવવું એ તો તદ્દન નકામું છે.

૧૮. આથી ઉલટું કંપનિના કેટલાક નોકરોએ સુલેહ સ્થાપી બંદોબસ્ત રાખવામાં અજાયબી ભરેલું કામ કરેલું હતું. તેમનાં નામ હાલ ભૂલી જવામાં આવ્યાં છે, પણ આપણે અહીં આગળ તેઓમાંના
૧૮૨૦ના અરસામાં. એકજ જણાનું નામ લઈએ; તે રજપુતાનાનો કર્નલ ટોડ છે. તે એક અમલદાર તરીકે નામાંકિત છે એટલુંજ નહિ, પરંતુ હિંદુસ્તાન દેશ સંબંધી એક પુસ્તક લખનાર તરીકે પણ પ્રખ્યાત છે. ટોડને રજપુત લોકો પડતીમાં આવેલા ને રખડતા જણાયા. તેણે પોતે પોતાની આખી જિંદગી સુધી રજપુત લોકોને માટે મહેનત કરી, અને જ્યારે તેણે રજપુતાના છોડયું તે વખતે તે આબાદ અને સ્વસ્થ થયેલું હતું.

૧૯. લોર્ડ ડેલહાઉસીએ પોતાની યોજનાઓ પાર પાડી; પરંતુ કામના બોજાને લીધે તેની તબીઅત લથડી પડી, અને હિંદુસ્તાન છોડ્યા પછી તે થોડા વખતમાં ગુજરી ગયો.

## પ્રકરણ ૨૧ મું.

## હિંદ બહારનું હિંદી રાજ્ય.

### અફઘાન વિગ્રહો. બ્રહ્મદેશના વિગ્રહો.

૧. આપણે પહેલાં જોઈ ગયા છીએ કે હિંદના રાજ્યની કાંઇ મુકરર હદ નથી. શક લોકો, અફઘાનો અને મોગલો ઘણા વખત સુધી મધ્ય એશિઆ, અફઘાનિસ્તાન અને ઉત્તર હિંદુસ્તાનમાં રાજ્ય ચલાવતા. હિંદુ રાજાઓ સિંહલદ્વીપ અને કામ્બોડીઆમાં રાજ્ય કરતા. હિંદુસ્તાનમાં અંગ્રેજોને પણ પાડોશના દેશો સાથે લડાઇમાં ઉતરવું પડયું, અને તેમાંના કેટલાકને અંગ્રેજોએ હિંદુસ્તાનની અંદરના પોતાના રાજ્યને તાબે કર્યા.

૨. સિંહલદ્વીપ આ રાજ્યને તાબે કદી થયું નહિ એ આશ્ચર્યની વાત છે. મધ્યયુગમાં મલબારથી ચઢાઈ લઈ જનારા ત્યાં (સિંહલ- ૫૦૦થી દ્વીપમાં) રાજ્ય કરતા, અને ત્યારબાદ કાંડીના રાજાઓએ તે ટાપુ ૧૦૦૦. પાછો મેળવ્યો. ત્યારબાદ તેમની અને પોર્ટુગીઝ, ડચ અને અંગ્રેજો વચ્ચે વિગ્રહો શરૂ થયા. અંગ્રેજોએ છેવટે આખો ટાપુ કબજે કર્યો, પરંતુ તે ઉપર હંમેશાં ઇંગ્લાંડથી મોકલેલા અમલદારો રાજ્ય ચલાવતા.

૩. આ પ્રમાણે સિંહલદ્વીપ કદી હિંદુસ્તાનના અંગ્રેજી સામ્રાજ્યનો ભાગ બન્યો નથી. કેટલાંક કારણોને લીધે અફઘાનિસ્તાનનું પણ

તેમજ છે. **અફ્ઘાનો** અને **અંગ્રેજો હિંદુસ્તાનનો** ઇતિહાસ શરૂ થયા પછી કેટલાક સૈકા સુધી એક બીજાના પ્રસંગમાં આવ્યા ન હતા; કારણ કે **પંજાબમાં શીખ** લોકોની સત્તા વધી હતી, અને તે **શીખ** લોકોથી તે બંને જુદા પડેલા હતા. **અફ્ઘાનોએ રશિઆ** સાથે સંપ કર્યો તેથી **અફ્ઘાનો** સાથેની તકરારની પહેલવહેલી શરૂઆત થઈ. **હિમાલય** પર્વતની દક્ષિણે **અંગ્રેજી** રાજ્ય વધતું જતું હતું તે વખતે એ પર્વતની ઉત્તરે **રશિઆ** નામે બીજી એક યુરોપી પ્રજાનું રાજ્ય વધતું હતું. **અંગ્રેજ સરકારને** એવી ધાસ્તી લાગી કે **મધ્ય એશિઆની** બીજી પ્રજાઓની માફક **રશિઆ** પણ કોઈ દિવસ **હિંદુસ્તાનના** ફળદ્રુપ પ્રદેશો ઉપર પોતાની નજર નાખશે, અને બીજા ચઢાઈ કરનારાઓની માફક **ખૈબર** ઘાટમાંથી કૂચ કરી **હિંદુસ્તાનનો** કબજો લેવા આવશે. તેથી કરીને **અફ્ઘાનો** અને **રશિઆના** લોકો વચ્ચે મિત્રાચારી થાય તે **અંગ્રેજોને** રુચતું આવ્યું નહિ. પરંતુ તેવી મિત્રાચારી **અફ્ઘાન**
૧૮૩૭. **અમીર દોસ્ત મહંમદે** કરી. આ પ્રસંગે એવું બન્યું કે **દોસ્ત મહંમદનો અફ્ઘાનિસ્તાનની** ગાદીને માટે એક હરીફ હતો; તે હરીફ નાસીને **અંગ્રેજના** રક્ષણ નીચે આવ્યો હતો. **અંગ્રેજે*** તેને મદદ કરવાનો અને **અફ્ઘાનિસ્તાનની** ગાદી ઉપર બેસાડવાનો નિશ્ચય કર્યો.

૧૮૩૯. ૪. તેથી કરીને **અંગ્રેજી** લશ્કર **સિંધમાં** થઈ **કંદહાર** ઉપર કૂચ કરી ગયું. તે લશ્કર **કાબુલમાં** પેઠું અને **શાહ સુજાને** ગાદી ઉપર બેસાડ્યો. તેનો બચાવ કરવાને **અંગ્રેજી** લશ્કર રાખવામાં આવ્યું હતું, પણ સઘળું ઉંધુંજ થયું. **શાહ સુજા** નબળો અને નાલાયક રાજ્યકર્તા નીવડ્યો. **અફ્ઘાનો** તેના સામા થયા. **અંગ્રેજી** સિપાઈઓએ **કાબુલમાં** પોતાનો બચાવ કરવો જોઈએ તે પ્રમાણે ન કરતાં

* **લોર્ડ ઓકલાંડ** ગવર્નર જનરલ હતો.

પાછા હઠ્યા. તે વખતે શિઆળો હતો. લશ્કર સાથે ખોરાક ઘણો ઓછો હતો. અફઘાન લોકોએ તેમને ઘેરી લીધા અને એક માણસ ૧૮૪૧.
સિવાય સઘળા મરી ગયા.

૫. અંગ્રેજોએ અફઘાનોની જીત ટકવા દીધી નહિ. તેઓએ અફઘાનિસ્તાનમાં બીજું લશ્કર મોકલ્યું. તે લશ્કરે અફઘાનોને હરાવ્યા ૧૮૪૨.
ને ફરીથી તે કાબુલમાં પેઠું. આથી તેઓ સંતોષ પામ્યા. દોસ્ત મહંમદને ગાદી પાછી આપવામાં આવી અને તેણે ઈંગ્લાંડના મિત્ર તરીકે રાજ્ય કરવાનું વચન આપ્યું.

૬. આ મિત્રાચારી કેટલીક વખત તોડવામાં આવતી; કારણ કે દોસ્ત મહંમદ શીખ લોકોને મદદ કરતો. પણ વખત જતાં તેને લાગ્યું કે જો તે અંગ્રેજની સાથે મિત્રાચારી રાખશે તો તેની ગાદી અથવા રાજ્યમાં વચ્ચે તેઓ આવશે નહિ. અંગ્રેજોને અફઘાનિસ્તાનના પાહાડી મુલક અને અફઘાન લોકોનાં જંગલી ટોળાં ઉપર રાજ્ય કરવાની ઇચ્છા ન હતી. તેઓની એટલીજ ઇચ્છા હતી કે અફઘાનિસ્તાને સ્વતંત્ર રહેવું અને રશિઆની સત્તા નીચે જવું નહિ. દોસ્ત મહંમદ ઘણો ઘરડો થઈને મરી ગયો: અને તેના મરણ પછી ઘણે વખતે ઈંગ્લાંડ અને અફઘાનિસ્તાન વચ્ચે ફરીને લડાઈ થઈ.

૭. અફઘાનિસ્તાન અને બ્રહ્મદેશ વચ્ચે ઘણું લાંબું અંતર છે, અને બ્રહ્મદેશના લોકો અફઘાનો અને હિંદુઓ બંને કરતાં તદ્દન જુદા છે. તેઓનો ચેહરો મોંગોલિઆના લોકોને મળતો આવે છે. તેઓ બુદ્ધનો ધર્મ પાળે છે. તેઓ ચાલાક અને લડી શકે એવા છે અને શરૂઆતના વખતમાં તેઓ હિંદુસ્તાનના લોકો અને તેમના અંગ્રેજ રાજ્યકર્તા બંનેને ધિક્કારતા હતા. અંગ્રેજો અને બ્રહ્મદેશના લોકો વચ્ચેનો પહેલો વિગ્રહ સળગી ઉઠવાનું કારણ બ્રહ્મીઓ પોતેજ હતા.

૧૮૨૪થી ગુરખાની માફક તેઓએ બંગાળા ઉપર હુમલા કરવા માંડ્યા તેથી
૧૮૨૬. અંગ્રેજોએ રંગુન ઉપર ચઢાઈ મોકલી. બ્રાહ્મીઓ અંગ્રેજોનાં શસ્ત્રોની સામે થવાને શક્તિમાન ન હતા અને થોડાજ વખતમાં વિગ્રહનો અંત આવ્યો. તેઓની પાસેથી આસામ લેવામાં આવ્યું તેમજ બંગાળાના ઉપસાગર ઉપર આવેલા કિનારાની લાંબી પટી જેવો ભાગ* છે તે પણ લેવામાં આવ્યો. આ લડાઈમાં જોકે ઘણું ઓછું નુકસાન થયું હતું તો પણ તાવને લીધે લશ્કરના માણસોની ઘણી ભયંકર ખુવારી થઈ હતી. હિંદુસ્તાનના લશ્કરોમાં બ્રહ્મદેશ ખરાબ દેશ તરીકે ગણાવા લાગ્યો અને બ્રહ્મદેશના વિગ્રહો માટેનો તેમનો અણગમો બળવો થવાનું એક કારણ હતું.

૮. રંગુન હવે ચઢતીમાં આવતું ગયું અને તે વેપારનું એક સ્થળ થયું. કમનસીબે વહાણો અને વેપારીઓ તરફ બ્રહ્મી લોકોની વર્તણુક સારી ન હતી. વારંવાર તકરારો અને ફરિઆદો ઊઠતી. લોર્ડ ડેલહાઉસીએ બ્રહ્મદેશમાં દૂતો મોકલ્યા પણ બ્રહ્મી લોકોએ તે તરફ કાંઈ લક્ષ આપ્યું નહિ. લોર્ડ ડેલહાઉસીની સહનશક્તિનો અંત આવ્યો. તેણે
૧૮૫૨. બ્રહ્મદેશમાં લડવાને ચઢાઈ કરી અને રંગુન અને બ્રહ્મદેશનો નીચલો પ્રદેશ ખાલસા કર્યો.

## પ્રકરણ ૨૨ મું.

## દેશ અંદરના સુધારાવધારા.

૧૭૯૮થી ૧. લોર્ડ વેલસ્લિના કારોબાર પછી અંગ્રેજનું રાજ્ય હિંદુસ્તાનમાં
૧૮૦૫. સર્વોપરી સત્તા ભોગવનારૂં થયું એટલે ઇસ્ટ ઇન્ડિઆ કંપનિએ જુદી

* તીનાસરીમ.

જુદી બાબતોમાં પોતાની રાજ્યનીતિ સુધારવાનું કામ હાથમાં લીધું. ઈંગ્લાંડમાં પણ આ વખતે આ બાબતનો મોટો સવાલ ઊઠયો હતો. નેપોલિઅન સાથેના લાંબા વિગ્રહનો અંત આવ્યો તે વખતે ઈંગ્લાંડનાં ૧૮૧૫. લોકો ઘણા ગરીબ થઈ ગયા હતા. તેઓનો વેપાર અસ્તવ્યસ્ત થઇ ગયો હતો, અને તેઓની રાજ્ય કરવાની રીતિમાં કેટલોક ફેરફાર કરવાની જરૂર હતી. સઘળું ઠેકાણે લાવતાં તેમને ૩૦ વર્ષ લાગ્યાં. પરંતુ ઈંગ્લાંડના લોકો તે કામમાં મચ્યા રહ્યા તેમજ ઇસ્ટ ઇન્ડિઆ કંપનિ પણ તે કામની પુંઠે મચી રહી.

૨. જોકે કંપનિ હિંદુસ્તાનના મોટા ભાગ ઉપર રાજ્ય ચલાવતી હતી તોપણ તે હજુ લંડનમાં તો એક વેપારીનીજ કંપનિ હતી. તે વેપાર ચલાવતી અને નફાના ફાળા વહેંચતી. હિંદુસ્તાન સાથે વેપાર કરવાને કંપનિને એકલીનેજ ઇજારો હતો. કંપનિ સિવાયનું બીજું કોઈ અંગ્રેજી વહાણ વેપાર કરવાને હિંદુસ્તાન જઈ શકતું નહિ. પરંતુ અંગ્રેજોનો વિશ્વાસ આવા વેપારી ઈજારા ઉપરથી જતો રહ્યો હતો. તેઓની એમ માન્યતા થઈ હતી કે, જેમ વેપારમાં વધારે છૂટ આપવામાં આવે તેમ, વેપાર વધારે આબાદ થાય છે. કંપનિ સિવાય બીજા વેપારીઓ પણ હિંદુસ્તાન સાથે વેપાર કરવાને તૈયાર થઈ રહ્યા હતા તેથી કંપનિને નવાં લખતો કરી આપવામાં આવ્યાં, તે રૂએ ૧૮૩૩.

(૧) કંપનિને વેપાર કરવાની મના કરવામાં આવી;

(૨) કંપનિનો ઈજારો રદ કરવામાં આવ્યો.

ત્યારબાદ કંપનિ હિંદુસ્તાનમાં રાજ્ય ચલાવનાર અમલદારોની કંપનિ થઈ; ને તે હમેશાં 'દેખરેખ રાખનાર મંડળ'ને તાબે હતી. હિંદુસ્તાનમાં નોકરી કરવાને માટે તે જુવાન માણસોને પસંદ કરતી,

અને શરૂઆતમાં તેમને કલકત્તામાં લૉર્ડ વેલસ્લિની કૉલેજમાં કેળવણી આપવા માંડી. પણ થોડા વખત પછી તેમને ઇંગ્લાંડની એક કૉલેજમાં કેળવણી આપવા માંડી.

૩. દરેક સ્થળે મુખ્ય સવાલ જમીનની મેહેસુલ મુકરર કરવાનો હતો. અકબરે તેના રાજ્યના મોટા ભાગમાં તે મુકરર કર્યો હતો, પણ તેના વખત પછી બધું ગોટાળામાં પડી ગયું હતું. બંગાળામાં લૉર્ડ
૧૭૯૩. કોર્નવોલિસે જાથુને માટે જમીન મહેસુલનો આંકડો નક્કી કરવાની રીત સ્થાપી હતી, પણ હિંદુસ્તાનના બીજા ભાગોમાં આ પ્રમાણે કરવામાં આવ્યું ન હતું. કેટલીક અજમાયશો કર્યાં બાદ નીચેના નિયમો સામાન્ય રીતે કબુલ કરવામાં આવ્યા :—

(૧) રૈયતે (ખેડુતે) મહેસુલ સરકારને ભરવી. તે જમીનદારે ઉઘરાવવી જોઈએ નહિ.

(૨) તેનો આંકડો જાથુને માટે મુકરર કરવો જોઈએ નહિ, પણ ૩૦ વર્ષ માટે ઠરાવવો જોઈએ.

(૩) જમીનની દરેક સ્થળે માપણી કરાવવી જોઈએ અને તેની ઉપજ શોધી કહાડવી જોઈએ. સરકારે જે હિસ્સો લેવો જોઈએ તે આ ઉપજનો દસમો ભાગ હોવો જોઈએ.

૪. તેથી કરીને જમીનની માપણી કરાવવી પડી. આ કામમાં ઘણી મુશ્કેલીઓ આવી. આ કામ ઘણી મેહનતનું હતું, અને તેમાં ઘણાં વર્ષ ગયાં.

૫. આની સાથે દરેક સ્થળે રસ્તાઓ બાંધવામાં આવ્યા ને પૂલો બનાવવામાં આવ્યા. તેમાંના હાલ ઘણા થોડા રહ્યા છે. હિંદુસ્તાનની અંદર બળદ, ઊંટ, એવાં જાનવરો ઉપર ભાર લાદી વેપાર ચલાવવામાં

આવતો. તેવાં હજારો જાનવરો જંગલના રસ્તામાં થઈને ધીમે ધીમે ચાલ્યાં જતાં. **મધ્ય હિંદુસ્તાનમાં** આ જાનવરો વણજારાની માલકીનાં હતાં. તે વણજારાનું ટાંડુ ઘણું ઉપયોગી અને અગત્યનું હતું, પરંતુ જેમ સારા રસ્તાઓ થતા ગયા અને બળદનાં ગાડાં વધારે વપરાસમાં આવતાં ગયાં, તેમ આ લોકોની જરૂરિઆત ઓછી થતી ગઈ. રસ્તા બનાવવા માટે ઇજનેરોની જરૂર હતી. તેથી **લોર્ડ** ડેલહાઉસીએ તેમનું એક ખાતું કાઢી તેનું "**જાહેર બાંધ કામનું ખાતું**" (**પબ્લિક વર્કસ ડિપાર્ટમેન્ટ**) એવું નામ આપ્યું.

૬. **લોર્ડ** ડેલહાઉસીએ **હિંદુસ્તાનમાં જનરલ પોસ્ટ ઓફિસ** સ્થાપી. હવે **હિંદી** સામ્રાજ્યના કોઈ પણ એક ખુણાથી બીજા ખુણામાં અડધા આનામાં કાગળ મોકલી શકાય છે.

૭. **ન્યાયની કોર્ટો** સુધારી અને તેની ફરીથી ગોઠવણી કરવામાં આવી. કંપનિ બંગાળાની દિવાન હતી તે વખતથી ઘણી યોજનાઓ અજમાવવામાં આવી હતી: પરંતુ ચઢતા અને ઉતરતા દરજ્જાની કોર્ટોની સારી યોજના ધીમે ધીમે શોધી કાઢવામાં આવી.

૮. **ન્યાયની કચેરીઓ** કાયદા અમલમાં મૂકે છે. પરંતુ **હિંદુસ્તાનમાં** હવે સારા કાયદાઓ કરવાની જરૂરિઆત પડી. **મોગલ પાદશાહના** અમલદારો **મુસલમાની** કાયદા પ્રમાણે ચાલતા અને તેની સાથે કેટલીક બાબતોમાં **હિંદુઓના** રિવાજોનો પણ અમલ કરતા. આથી મોટો ગુંચવાડો થયો. તેથી કંપનિએ રીતસર કાયદા બનાવવાનું કામ શરૂ કર્યું. તેમાંનો પહેલો કાયદો **લોર્ડ મેકોલેનો પીનલ કોડ** (ફોજદારી ગુના માટે શિક્ષા કરવાનો કાયદો) હતો. આ કાયદામાં સઘળા ગુનાઓની વ્યાખ્યા આપી તે માટેની સજાઓ ફરમાવવામાં આવી છે.

૯. આની સાથે પોલિસ ખાતું પણ સ્થાપવામાં આવ્યું. શરૂઆતમાં આ ખાતું દરેક ગામમાં જે પોલિસો હતા તેનુંજ માત્ર બનેલું હતું. પરંતુ કોઈ ચોર કે ખૂન કરનાર નાસી જાય તો તેની પાછળ જઈ તેને શોધી કહાડવાનું કાંઈ સાધન ન હતું. હવે આખા હિંદુસ્તાનમાંથી ગુનેગારોને પકડી કહાડવાને માટે પોલિસ ખાતું સ્થાપવામાં આવ્યું. હિંદુસ્તાનમાં જે ગુના કરનારી જાતો હતી, તેના ઉપર આ પોલિસ ખાતાએ દાબ રાખવા માંડયો. હજી આવી કેટલીક જાતો છે અને તેઓ લોકોને ઘણી હેરાનગતી પહોંચાડે છે. પરંતુ શરૂઆતના વખતમાં તો આવી ઘણી જાતો હતી અને તે ઘણી ભયંકર હતી. આવી એક જાત ઠગ નામથી ઓળખાતી. તે ચોરો અને ખૂન કરનારાઓનું છુપું મંડળ હતું. ધીમે ધીમે વરસો જતાં ગયાં તેમ સઘળા ઠગ લોકોને પકડવામાં આવ્યા.* પરંતુ તેઓને મારી નાખવામાં આવ્યા નહીં. પોલિસના દાબ નીચે તેઓને વસાવવામાં આવ્યા, ને તેઓ પ્રમાણિક શહેરીઓ થયા.

૧૦. યુરોપી વિચાર પ્રમાણે હિંદુસ્તાનના જે રિવાજો પસંદ કરવા જેવા ન લાગ્યા તે અંગ્રેજ સરકારે ધીમે ધીમે કાઢી નાખવા માંડ્યા. ગુલામગીરી કાઢી નાંખી. તે કદી હિંદુસ્તાનમાં ઘણા જોશમાં ન હતી; તો પણ તે હયાતીમાં તો હતી, અને મુસલમાન રાજ્યકર્તાઓ આફ્રિકામાંથી હબસી ગુલામો લાવતા. સતી થવાનો રિવાજ બંધ
૧૮૨૯. કરવામાં આવ્યો†. આ રિવાજ પહેલાં કેટલો સામાન્ય હતો તે વાત હાલ કોઈ કોઈ વખત ભૂલી જવાય છે; પણ રણજીતસિંહ મરી ગયો ત્યારે તેની પાંચ રાણીઓ તેની સાથે બળી મુઈ હતી.

* લોર્ડ બેન્ટિક ગવર્નર જનરલ હતો ત્યારે.

† લોર્ડ બેન્ટિકના વખતમાં.

૧૧. આ ફેરફારો યુરોપીઅનોએ કર્યાં હતા, અને તેનો અમલ યુરોપી અમલદારો કરતા હતા. પણ હિંદીઓને સરકારી નોકરીમાં રાખવાની વાત ધ્યાનમાં રાખવામાં આવી હતી. સને ૧૮૩૩ ના લખતમાં સ્પષ્ટ રીતે લખવામાં આવ્યું હતું કે, "હિંદુસ્તાનનો કોઈ પણ દેશી ફક્ત તેના જન્મના કારણથી કંપનિનો કોઈપણ હોદ્દો ભોગવવાને નાલાયક થશે નહિ." ૧૮૫૭ ના બળવા પછી વિકટોરિઆ મહારાણીએ જે ઢંઢેરો કાઢ્યો તેમાં પણ આ પ્રમાણે કહેવામાં આવ્યું. પણ ઘણી વખત લાયકાત ધરાવનારા માણસો મેળવવાની મુશ્કેલી પડતી. આ મુશ્કેલી દૂર કરવા સરકારને કેળવણીની જરૂરિઆત જણાઈ.

૧૨. હિંદુસ્તાનના જુના રાજ્યોમાં પણ કેળવણી તરફ બેદરકારી બતાવવામાં આવી ન હતી. તેઓ સંસ્કૃત પાઠશાળાઓ અને મુસલમાની મકતબોને મદદ કરતા હતા. આ પાઠશાળાઓમાં પ્રાચીન સંસ્કૃત અને મકતબોમાં અરબી વિદ્યા શીખવાતાં. જ્યારે જુના રાજ્ય જતાં રહ્યાં ત્યારે કંપનિએ કેટલેક ઠેકાણે નિશાળો અને પાઠશાળાઓને મળતી નાણાની મદદ (ગ્રાન્ટ) જારી રાખી. પરંતુ એવા સ્થળોમાંથી નવા અને સરકારને નવી પદ્ધતિ પ્રમાણે રાજ્ય ચલાવવામાં મદદ કરે એવા બાહોશ માણસો મળી આવતા નહિ, અને તેમાં ફેરફાર કરવાની જરૂર જણાઈ. અંગ્રેજી ભાષા અને અંગ્રેજી વિચારો શીખવાય તેવી નિશાળો સરકારે સ્થાપવાનું નક્કી કર્યું. આ નિશાળો તે આખા હિંદુસ્તાનમાં ૧૮૪૦ના
ચાલતી હાઈ સ્કૂલો છે. આ હાઈ સ્કૂલોમાં જે કામ થાય તે જારી અરસાથી.
રાખવા માટે યુનિવર્સિટિઓ (વિશ્વ વિદ્યાલયો) સ્થાપવામાં આવી. આ સ્થાપના ૧૮૫૭ ના બળવાનાજ વર્ષમાં કરવામાં આવી. તેની સાથે

૧૮૫૦થી ૧૮૬૦. દરેક સ્થળે **પ્રાથમિક શાળાઓ** ખોલવામાં આવી અને **સરકારી** કેળવણીખાતું સ્થાપવામાં આવ્યું.

૧૩. આ પ્રકરણમાં બતાવેલા ફેરફારો ૧૯મા સૈકાના પહેલા અડધા ભાગમાં થયા. **અંગ્રેજ સરકારના** શા ઇરાદા હતા અને **લોર્ડ** ડેલહાઉસી જેવા રાજ્યકર્તાઓ **અંગ્રેજી** રાજ્ય શા માટે વધારવા ઇચ્છતા હતા તે આ ઉપરથી જણાઈ આવે છે.

૧૪. આ ફેરફારોથી નવુંજ **હિંદુસ્તાન** થયું. તેમાં એટલો બધો ફેરફાર થઈ ગયો કે, સો વર્ષ ઉપર **હિંદુસ્તાન** કેવું હતું તે લોકો ભૂલી પણ ગયા. તેઓ ભૂતકાળનો **અંધાધુંધીનો** વખત ભૂલી ગયા; તેમજ તે **અંધાધુંધીની** સામે જે માણસોને પ્રથમ થવું પડ્યું અને જેમણે સુધારાનો રસ્તો ખુલ્લો કર્યો તેમને કેટલું સખત કામ કરવું પડ્યું તે પણ ભૂલી ગયા છે. આ કામ કરનાર માણસોએ કેટલીક વખત ભૂલો કરી હતી, અને કેટલુંક કામ અધુરૂં રાખ્યું હતું તેથી તેમનો દોષ કાઢવામાં આવે છે. પરંતુ જે લોકો તેમની ભૂલો કાઢે છે તે લોકો તેમનાં કરતાં વધારે સારૂં કરી શકયા હોત એમ ખ્યાલમાં આવતું નથી; અને આ લોકોએ કરેલી સેવા જો આપણે ભૂલી જઈએ તો ખરેખર તેઓના ઉપર અપકાર કર્યાના ગુનેગાર થઈએ.

---

૧૫. **હિંદુસ્તાનમાં** પહેલવહેલી **સરકારી** નિશાળો ખોલવામાં આવી ત્યારે એક મોટો સવાલ એ ઊઠ્યો કે તેમાં **અંગ્રેજી** શીખવવું કે કેમ? આ સવાલનો ફડચો છેવટે **લોર્ડ મેકોલેએ** કર્યો; અને તેણે **અંગ્રેજી** શીખવવાની તરફેણમાં એવું સખત લખાણ કર્યું કે **સરકારને** તેનો અભિપ્રાય કબુલ રાખવો પડ્યો.

૧૬. અંગ્રેજી કેળવણી આપવાને માટે પહેલવહેલી શાળાઓ ખ્રિસ્તી **મી**શનરીઓએ ખોલી. આ સ્થળે **ખ્રિસ્તી** ધર્મનો ઇતિહાસ અને **ખ્રિસ્તી મી**શનરીઓએ **હિંદુસ્તાન**માં કરેલા કામની નોંધ લેવાની તક લઈએ છીએ.

(૧) **હિંદુસ્તાન**માં સૌથી જુનું **ખ્રિસ્તી** દેવળ **ત્રાવણકોર**નું છે. આ વિષે આપણે આગળ લખી ગયા છીએ. તે કોણે સ્થાપ્યું તે આપણે જાણતા નથી, પરંતુ તે ઘણુંજ જુનું છે અને ઘણું કરીને **ઇસુ ખ્રિસ્ત**ના વખતનું જુનું હશે.

(૨) **પોર્ટુગીઝો**એ **હિંદુસ્તાન**માં સંસ્થાનો સ્થાપ્યાં તે પછી થોડા વખતમાં **રોમ**ના ધર્મગુરુએ **ખ્રિસ્તી** ધર્મનો બોધ આપવાને **મી**શનરીઓ મોકલ્યા. આમાં **સેંટ ફ્રાંસિસ ઝેવિઅર** નામનો **મી**શનરી ઘણો પ્રખ્યાત છે. ૧૫૪૨.
તે **હિંદુસ્તાન**માં ફક્ત થોડાંજ વર્ષ રહ્યો; પરંતુ તેણે **હિંદીઓ** ઉપર ભારે અસર કરી અને ઘણાએ **ખ્રિસ્તી** ધર્મ સ્વીકાર્યો. તેણે જે દેવળ સ્થાપ્યું છે તે હજી કાયમ છે, અને પશ્ચિમ **કિનારા** ઉપર તેના ઘણા ભક્તો છે.

(૩) **પ્રોટેસ્ટંટ મી**શનરીઓ ૧૮મા સૈકામાં **હિંદુસ્તાન**માં આવવા લાગ્યા. તેમાંનો પહેલો આવનાર **સ્વાર્ઝ** ૧૭૫૦.
નામનો એક **જર્મન** હતો. તેણે દક્ષિણ **હિંદુસ્તાન**ના **હિંદી** રાજ્યોમાં પોતાનું કામ કરવામાં આખી જિંદગી ગાળી. તેણે ઘણા મિત્રો કર્યાં, તેમાંનો એક **હૈદરઅલી** હતો. અને તે તેનું કામ કરવામાં નિષ્ફળ ગયો ન હતો. **અંગ્રેજી ઇસ્ટ ઇન્ડિઆ કંપનિ** કેટલાંક વર્ષ સુધી તો આવા **મી**શનરીઓને ઉત્તેજન આપતી નહિ, અને

હિંદુસ્તાનમાં તેમને રહેવાની પરવાનગી પણ ભાગ્યેજ આપતી. પહેલ વહેલો મોટો **અંગ્રેજી પાદરી** કલકત્તા પાસે આવેલા **સીરા**મપુરના ડેન લોકોના સંસ્થાનમાં રહ્યો. તે ગરીબ અને નમ્ર હતો, ધંધે તે મોચી હતો, પણ તે ઘણો ઉદ્યોગી હતો. તે ચોપડીઓ છાપતો. તેણે એક શાળા ખોલી છે તે હજુ પણ તે જગાએ હયાત છે અને તે વધીને એક કોલેજ થઈ છે. તેના વખત પછી **મી**શનરીઓને હિંદુસ્તાનના બીજા ભાગોમાં વસવાની અને બોધ કરવાની પરવાનગી આપવામાં આવી. તેઓએ જુદી જુદી જાતની નિશાળો કાઢી અને **સ**રકારી **હા**ઈ સ્કૂલોમાં **અંગ્રેજી** શીખવવાનો **સ**રકારે ઠરાવ કર્યો તે પહેલાંથી તેમની નિશાળોમાં **અંગ્રેજી** શીખવવામાં આવતું હતું.

## પ્રકરણ ૨૩મું.

## ૧૮૫૭ નો બળવો.

૧. ૧૮૫૭ના **બળ**વાનો વૃત્તાન્ત હિંદુસ્તાનનાં ઇતિહાસમાં દુ:ખદાયક અને ખેદ ઉપજાવનારો છે. જે વખતે **અંગ્રેજી** રાજ્યે હિંદુસ્તાનની ચોગરદમ ખરેખરી સેવા બજાવી હતી તે જમાનાના અંતે તે બળવો થયો. **અંગ્રેજી** વાવટા નીચે ખરેખરી સુલેહ, શાંતિ અને આબાદી આવી હતી. રજપુતાના જેવા કેટલાક સ્થળોમાં તો લોકોએ આવી સુલેહ, શાંતિ અને આબાદી કેટલાક સૈકાથી ભોગવી

ન હતી. આમ છતાં અંગ્રેજી રાજ્ય નીચે એકદમ મોટો બળવો ઊઠ્યો, અને તેમાં હજારો માણસોના જીવ ગયા. તેનાં કારણો શાં હતાં ?

૨. (૧) અંગ્રેજી રાજ્ય નીચે કેટલાંક જુનાં કુટુંબોએ પોતાની જાગીરો ખોઈ હતી. લોર્ડ ડેલહાઉસીએ હિંદુસ્તાનની ગાદીઓ ઉપર દત્તક લેવાએલા વારસોને કબુલ રાખવાની ના પાડી હતી. આથી દરેક હિંદુ રાજાને તેનું રાજ્ય જોખમમાં આવેલું જણાયું. કોઈ સારા રાજ્યકર્તાને આવી લાગણી થવાનું કારણ ન હતું પરંતુ આ વખતે દેશમાં ઘણા સારા રાજ્યકર્તા ન હતા, અને તેઓને સઘળાને આ બાબતની ધાસ્તી લાગી હતી. તેથી કરીને ઘણાખરાઓ અંગ્રેજ સામેના બંડમાં સામેલ થવાને તૈયાર થઈ ગયા.

૩. (૨) સિપાઈઓ એટલે અંગ્રેજી નોકરીમાં રહેલા હિંદી લડવૈઆઓ નાખુશ થાય એવા પણ કેટલાક બનાવો બન્યા. અંગ્રેજ સરકારે બીજા સુધારા કર્યા તેની સાથે તેઓની કવાયત વધારે સખત કરી, અને તેઓ જે જુદા જુદા નાના નાના હકો ભોગવતા હતા તે તેમની પાસેથી લઈ લીધા. તેમજ વળી તેઓને અફઘાનિસ્તાનના જંગલી ડુંગરાઓમાં અને દરીઆની પેલી તરફ બ્રહ્મદેશમાં લડવાને મોકલવામાં આવ્યા; આ વાત તેઓને બીલકુલ પસંદ ન હતી. વળી મીશનરીઓએ ઘણી નિશાળોમાં ખ્રિસ્તી ધર્મ શીખવવા માંડ્યો હતો. એ વાત તેઓના જાણવામાં આવી, અને તેઓને એમ લાગ્યું કે સરકાર છુપી રીતે સઘળાને ખ્રિસ્તી કરવા માગે છે.

૪. (૩) દેશમાં હિંદી લશ્કરોમાં થોડાજ અંગ્રેજી અમલદારો હતા. અંગ્રેજ સરકારે જે મોટી ફતેહો મેળવી હતી, તે થોડા અંગ્રેજી સિપાઈઓની મદદથી અને તેમના હાથ નીચે કેળવાયલા

હિંદી સિપાઈઓના લશ્કરથી મેળવી હતી. હિંદી સિપાઈઓનું લશ્કર ઘણું મોટું હતું. હવે તેઓ અંગ્રેજ સરકાર સાથે નારાજ થયા એટલે અંગ્રેજી સિપાઈઓના લશ્કરનો નાશ કરવાને તેઓ પુરતા જોરાવર થયા છે એમ ધારવા લાગ્યા.

૫. તેથી કરીને બળવો એ આ દેશી સિપાઈઓએ ઉઠાવેલું બંડ હતું. જે રાજાઓ વિષે આપણે ઉપર કહી ગયા છીએ તેમણે બળવાખોરોને ઉત્તેજન આપ્યું; પણ તેમાંના ઘણાજ થોડા ખુલ્લી રીતે તેઓ સાથે સામેલ થયા. ઝાંસીની રાણી તેમજ પેશ્વાનો દત્તક લીધેલો દીકરો નાના સાહેબ તેમના ભેગો ભળ્યો. તે નાના સાહેબને તેના બાપની ભારે મીલકત વારસામાં લેવા દેવામાં આવી હતી, પણ તેના બાપને મળતું પેન્શન તેને આપવું બંધ કર્યું હતું. છેલ્લા મોગલ પાદશાહને અંગ્રેજ સરકાર પેન્શન આપતી હતી અને નાના સાહેબ તરફથી તેને ઝાઝું મળવાની આશા ન હતી; તેમ છતાં તે પણ તેમની સાથે સામેલ થયો.

૬. પણ જોકે આ લોકો બળવાખોરોની સાથે સામેલ થયા, તોપણ બીજા લોકો તેથી વધારે ડાહ્યા હતા. હૈદરાબાદનું મોટું રાજ્ય અંગ્રેજની મિત્રાચારીમાં નીમકહલાલ રહ્યું. તે વખતે તેનો ઉપરી સર સલાર્જંગ હતો. તે જુના કુટુંબનો એક મુસલમાન ઉમરાવ હતો અને અંગ્રેજ રાજ્યના હેતુઓ અને બળ તે સારી રીતે સમજતો હતો. તેવી રીતે બીજા જુના કુટુંબના માણસો સમજી શકતા ન હતા. ઘરડા મોગલ પાદશાહ કે નાના સાહેબથી હિંદુસ્તાનનું ભવિષ્ય સુધરી શકવાનું નથી એ વાત તે સારી રીતે સમજતો હતો.

૭. જે લોકોને લશ્કરી નોકરી સાથે કાંઈ સંબંધ ન હતો તે સઘળા બળવાથી અલગ રહ્યા હતા. વેપારીઓ, દુકાનદારો અને ખેડુતોએ તેમાં કાંઈ ભાગ લીધો ન હતો તેથી કરીને તે કાંઈ પ્રજાકીય

હીલચાલ ન હતી. તેઓને કોઈ મહાન નાયક મળ્યો નહિ. કોઇ શિવાજી કે હૈદરઅલી બળવાખોરોમાં થયો નહિ.

૮. શરૂઆતમાં તેઓ ઘણે ઠેકાણે ફતેહ પામ્યા, કારણ કે તેઓએ તેમના બળવાની યોજના છુપી રીતે કરી હતી. કાંઈક આવો બનાવ બનશે એવી ઘણી ચેતવણી અંગ્રેજોને મળી હતી, પણ તેઓએ તે ખરી માની ન હતી. એકદમ સને ૧૮૫૭ ના મે માસમાં ઉત્તર હિંદુસ્તાનમાં સિપાઈઓ સામા થઈ ઊઠ્યા અને લગભગ દરેક સ્થળે તેઓએ જે અંગ્રેજ—પુરુષ, સ્ત્રી કે બાળક—મળ્યું તે દરેકનો તેઓએ વધ કર્યો. જોકે કેટલાંક કુટુંબને તેઓના નોકરોએ બચાવી લીધાં હતાં તો પણ સિપાઈઓએ તો કોઈ પણ તરફ દયા બતાવી ન હતી.

૯. બે વર્ષ સુધી વિગ્રહ ચાલ્યો તેમાં અંગ્રેજી સિપાઈઓએ ૧૮૫૭ થી
બંડખોરોને હરાવ્યા. અંગ્રેજને ગુરખા અને શીખ લોકોની મદદ ૧૮૫૮.
મળી હતી. જોકે તેઓને થોડાજ વખત ઉપર જીતી તાબે કર્યાં હતા તોપણ તેઓ અંગ્રેજી રાજ્યથી સંતોષ પામેલા હતા. આ વિગ્રહના મુખ્ય બનાવો નીચે પ્રમાણે છે:—

(૧) દિલ્હીનો ઘેરો.

ઉત્તર હિંદુસ્તાનમાં યુદ્ધના શસ્ત્રો રાખવાનું દિલ્હી મુખ્ય સ્થળ હતું. બળવાખોરોએ બળવાની શરૂઆતમાંજ તે કબજે કર્યું હતું. તેના કિલ્લાઓ ઘણા મજબુત હતા, પણ અંગ્રેજી સિપાઈઓ અને શીખ લોકોએ તે હલ્લો કરી સર કર્યાં અને દિલ્હી પાછું કબજે કર્યું.

૧૦. (૨) લખનૌનો ઘેરો.

અહીં આગળ જે સ્થળને ઘેરો ઘાલવામાં આવ્યો હતો તે દિલ્હીના જેવો મજબુત ન હતો. તે એક મોટું મકાન હતું. તે 'રેસીડંસી'

કહેવાતું અને તેમાં અંગ્રેજ રેસીડન્ટ રહેતો. અહીં આગળ થોડા અંગ્રેજ સિપાઈઓ, ઘણાં બૈરાં ને છોકરાં, અને કેટલાક નીમકહલાલ સિપાઈઓને એકઠા કરવામાં આવ્યા. તેઓનો પહેલો ઉપરી સર હેન્રી લોરેન્સ હતો. તે ઘેરાની શરૂઆતમાં માર્યો ગયો. આમ છતાં પણ બંડખોરોના ભારે લશ્કર સામે તેઓ ઘણા મહીના સુધી ટકી રહ્યા અને છેવટે તેઓનો છુટકારો કરવાને માટે એક અંગ્રેજી લશ્કર આવી પહોચ્યું. તેઓની સંખ્યા ઘણી ઓછી હતી. તેઓને તાપથી દુઃખ ખમવું પડતું હતું, અને પાણી અને ખોરાકની તંગી હતી, તે જોતાં તેઓએ જે બચાવ કર્યો છે તે આખા ઇતિહાસમાં ઘણોજ બહાદુરી ભરેલો છે.

૧૧. જે જુદી જુદી ઘણી નાની લડાઈઓ થઈ તેનું વર્ણન આપવાની જરૂર નથી. દરેક સ્થળે તે લડાઈઓમાં બળવાખોરો હાર્યા હતા અને તેઓની છેવટ હાર થઈ તેની સાથે હિંદુસ્તાનમાં આ જે છેલ્લો વિગ્રહ હતો તેનો પણ અંત આવ્યો.

૧૨. બળવાની અંદર સખત લડાઈઓ લડવી પડી હતી અને માણસોનાં ખૂન કરી બળવાની જે શરૂઆત તેઓએ કરી હતી તેની શિક્ષા બળવાખોરોને રણક્ષેત્ર ઉપરજ મળી હતી. જ્યારે લડાઈ પુરી થઈ ત્યારે કોઈ ઉપર કાંઈ વેર લેવામાં આવ્યું ન હતું. વેર લેવાની કેટલીક બૂમો ગવર્નર જનરલ લોર્ડ કેનિંગને કાને આવી, પણ તેણે તે ઉપર કાંઈ લક્ષ આપ્યું નહિ, અને જે માણસે પોતે ખૂન કરવામાં કાંઈ ભાગ લીધો નથી એવું સાબીત થાય તે દરેક માણસને માફી આપવામાં આવી. તેમ છતાં બળવા થવાના કારણો ઉપર ધ્યાનપૂર્વક લક્ષ આપવામાં આવ્યું. કેટલાંક કારણોથી લોકોના મનમાં બેદીલી

આવી હતી એમ સમજવામાં આવ્યું; અને સુલેહ પાછી લાવવાને માટે ગ્રેટ બ્રિટનની રાણીએ નીચે પ્રમાણે ઢંઢેરો બહાર પાડ્યો :—

(૧) અંગ્રેજ સરકારને હિંદુસ્તાનના લોકોને ખ્રિસ્તી બનાવવાનો કાંઈ ઇરાદો નથી. લોકો જ્યાં સુધી કાયદાને માન આપશે ત્યાં સુધી કોઈના ધર્મની તેઓ આડે આવશે નહિ.

(૨) હિંદી રાજાઓના દત્તક લીધેલા દીકરાઓને તેમના બાપની ગાદીઓ ઉપર વારસ તરીકે આવવા દેવામાં આવશે.

(૩) રાજ્યનો દરેક હોદ્દો જે માણસ સૌથી વધારે લાયક હશે તેને આપવામાં આવશે. કોઈ અંગ્રેજ અગર હિંદીને તેના નાત જાતના કારણથી તે હોદ્દાઓમાંથી બાતલ કરવામાં આવશે નહિ.

## પ્રકરણ ૨૪ મું.

## અંગ્રેજ સરકારનો અમલ.

## હિંદુસ્તાન બહારના વિગ્રહો.

૧. ૧૮૫૭ ના બળવા પછીના પચાસ વર્ષોમાં ઘણા ફેરફાર અને સુધારા થયા; પરંતુ આ વર્ષોમાં હિંદુસ્તાનની અંદર એકે વિગ્રહ થયો નહીં. છતાં હિંદુસ્તાનની બહાર કેટલાક વિગ્રહો થયા અને તેમાં હિંદુસ્તાનના લોકોને સંબંધ હતો.

૧૮૭૯ થી ૧૮૮૦. (૧) અફ્ઘાન વિગ્રહ.

૨. પ્રથમના અફ્ઘાન વિગ્રહોની માફક આ વિગ્રહ પણ અફ્ઘાનોની રશિઆ સાથેની મિત્રાચારીને લીધે થયો હતો. અંગ્રેજ લોકોના પોતાની બેદરકારીને લીધે મૈવંદમાં તેઓની એક મોટી હાર થઈ, પણ લોર્ડ રોબર્ટ્સે કાબુલ અને કંદહાર બંને લીધાં, અને અફ્ઘાનોને સુલેહ કરવાની ફરજ પાડી. અબદુલ રહેમાન અફ્ઘાનિસ્તાનનો અમીર થયો, અને તેણે ઘણાં વર્ષ સુધી ગાદી ભોગવી. અફ્ઘાનિસ્તાને સ્વતંત્ર રહેવું અને રશિઆ સાથે કોઈ પણ જાતની મિત્રાચારી કરવી નહિ એ સરતે અફ્ઘાન લોકોને શસ્ત્રો પુરાં પાડવા માટે અંગ્રેજ સરકાર અબ્દુલ રહેમાનને દર વર્ષે એક મોટી રકમ આપતી, અને હજુ પણ અફ્ઘાનિસ્તાનને તે રકમ આપે છે.

૩. તે પછી અફ્ઘાનિસ્તાન તરફથી હિંદુસ્તાનમાં કાંઈ મુશીબત ઉભી થઈ નથી, પરંતુ સરહદ ઉપર આવેલા પર્વતમાં વસનારી કેટલીક જાતો તરફથી આપણને કોઈ કોઈ વખત હેરાનગતી ભોગવવી પડે છે. એ જાતો અમીરને તાબે નથી તેમજ અંગ્રેજ સરકારને પણ તાબે નથી. આ જાતો વખતો વખત પંજાબ ઉપર હુમલા કરતી રહે છે, અને લોકોને લૂટે છે અને મારી નાખે છે. તેથી કરીને કેટલીક વેળા તેમને શિક્ષા કરવાને લશ્કર મોકલવાની જરૂર પડે છે. આ કામ ઘણું મુશ્કેલીભરેલું છે ને તેમાં ઘણો ખર્ચ થાય છે. કારણ કે આ લોકો બહાદુર લડવૈઆ છે અને પર્વતમાં રહે છે તેથી અંગ્રેજી લશ્કરો તેમની પાછળ સહેલાઈથી જઈ શકતાં નથી. થોડાંજ વર્ષ થયાં સરહદ ઉપર જે લોકો રહે છે તેમની સાથે અંગ્રેજ સરકારે મિત્રાચારી કરવા માંડી છે, અને સરહદનું રક્ષણ કરવા માટે તેઓને વાર્ષિક રકમ આપવામાં આવેછે. ગુરખાઓની માફક તેમને પણ અંગ્રેજી લશ્કરમાં સિપાઈઓ તરીકે દાખલ

કરવામાં આવ્યા છે, તેથી કરીને તેઓના જુવાન માણસોને પંજાબ ઉપર હુમલો કરવા સિવાયનો બીજો ધંધો ખુલ્લો થયો છે. આ સરહદ ઉપરના આખા જિલ્લાને સરહદનો પ્રાંત બનાવવામાં આવ્યો છે, અને તે ખાસ અમલદારોના હાથમાં મૂકવામાં આવ્યો છે.

(૨) બ્રહ્મી વિગ્રહ.

૪. બ્રહ્મદેશના છેલ્લા રાજાએ* પોતાની ગાદી ખોઈ તેનું મુખ્ય ૧૮૮૫.
કારણ એ હતું કે તેણે અંગ્રેજો અને ફ્રેંચ લોકો વચ્ચે તકરારો ઉભી કરવાનો પ્રયત્ન કર્યો. હિંદુસ્તાનમાંના આપણા જુના હરીફો ફ્રેંચ લોકોએ એ અરસામાં કોચીન ચીનમાં રાજ્ય સ્થાપ્યું હતું. અંગ્રેજ સરકારે એવો આગ્રહ કર્યો કે તેમનાં રાજ્યો અને ફ્રેંચ સરકારનાં રાજ્યો વચ્ચે જે બીજાં રાજ્યો આવેલાં હતાં તે સ્વતંત્ર રહેવાં જોઈએ. અફઘાનિસ્તાનમાં અંગ્રેજોની આ રાજનીતિ હતી, અને બ્રહ્મદેશમાં પણ આવીજ રાજનીતિ હતી. પરંતુ બ્રહ્મદેશના રાજ્યે પોતાની મરજી પ્રમાણે ચાલવા માંડયું અને છેવટે બ્રહ્મદેશનો ઉપલો ભાગ ખાલસા કરવામાં આવ્યો.

## પ્રકરણ ૨૫ મું.

## અંગ્રેજ સરકારનો અમલ.

### દેશમાં થયેલા સુધારાવધારા.

૧. ૧૮૫૭ ના બળવા પછી હિંદુસ્તાનના ઇલાકાઓ અને રાજ્યના મોટાં ખાતાઓમાં ઝાઝો ફેરફાર થયો નથી. અમલદારોની નીમણુકમાં એક અગત્યનો ફેરફાર થયેલો છે; સઘળા ઉંચા અમલદારોની

* થીબો.

પસંદગી ઈંગ્લાંડમાં પરીક્ષા લઈ કરવામાં આવે છે. કંપનિના વખતમાં એ પસંદગી કંપનિના ડિરેક્ટરો કરતા. નવી યોજના પ્રમાણે પરીક્ષાના ધોરણથી જે માણસો સૌથી સારામાં સારા પુરવાર થાય છે તેમનેજ હિંદુસ્તાનમાં સરકારી નોકર તરીકે લેવામાં આવે છે; તે સિવાયના બીજા કોઈ લેવાતા નથી. આ પરીક્ષામાં બેસવાનો હક વિલાયતના અને હિંદુસ્તાનના લોકોને એકસરખો છે.

૨. પરંતુ એક અગત્યનો ફેરફાર શાંત રીતે બધે ઠેકાણે થતો જાય છે. રાજ્ય અધિકારની સત્તા ધીમે ધીમે લોકોને વધારે ને વધારે આપવામાં આવે છે. હિંદુ સમાજના સૌથી પ્રાચીન કાળમાં આ રીત ચાલતી હતી. આપણે પ્રથમ કહી ગયા છીએ તે પ્રમાણે, આર્ય લોકો હિંદુસ્તાનમાં આવ્યા તે વખતે પણ હિંદુસ્તાનનાં ગામડાં દરેક ઠેકાણે પોતાનાં ગામડાંના વ્યવસ્થા પોતેજ કરતાં. મુસલમાનોએ અને તેમાં મુખ્યત્વે કરીને મોગલોએ રાજ્ય કરવાની સત્તા મોટા અને નાના અમલદારોને સોંપી. તેમના પછી અંગ્રેજ સરકારે પણ તેમના દાખલા પ્રમાણે કર્યું. પરંતુ રાજ્ય કરવાની આ રીતિ ખરી રીતે જોતાં અંગ્રેજી રીતિ નથી. ઈંગ્લાંડમાં તો દરેક જિલ્લો બને ત્યાં સુધી પોત પોતાની વ્યવસ્થા કરે છે. લોકો એકઠા મળી પોતાનાં જિલ્લાને લગતાં કામો વિષે વિવેચન કરે છે, અને શું કરવું તેનો નિર્ણય મત લઈને કરે છે. જ્યારે જિલ્લો ઘણો મોટો હોય છે ત્યારે લોકો જાતે મળતા નથી, પરંતુ તેઓ તેમના પ્રતિનિધિઓ પસંદ કરે છે, અને તે પ્રતિનિધિઓ એકઠા મળી મત લઈ કામ કરે છે. આને પ્રતિનિધિથી ચાલતું રાજ્ય કહે છે. છેલ્લાં થોડાં વર્ષોમાં સ્વરાજ્ય અને પ્રતિનિધિથી ચાલતા રાજ્યની રીતિ એ બંને રીતિઓ હિંદુસ્તાનમાં વધતી ગઈ છે; દાખલા તરીકે સઘળાં મોટાં શહેરોમાં, એટલે મ્યુનીસિપાલિટિવાળાં શહેરોમાં, તેમની પોતાની નીમેલી કૌન્સિલ એટલે

સભાઓ હોય છે. જો આ યોજના ફતેહમંદ નીવડશે તો ભવિષ્યમાં આ રીતે રાજ્ય ચલાવવાની રીતમાં વધારો થશે.

૩. ૧૮૫૭ ના બળવા પછી સરકારે જે નવાં કામો માથે લીધાં તેમાં દુકાળનું નિવારણ કરવાનું કામ પણ એક હતું. જુનામાં જુના વખતથી હિંદુસ્તાનમાં દુકાળો પડેલા જાણવામાં છે; અને ઘણા ભયંકર દુકાળો પણ પડેલાના દાખલાઓ છે. જ્યારે દુકાળ પડતો ત્યારે લોકો દુકાળ પડેલા દેશમાંથી નાશીને બીજા સારા દેશમાં જતા. દુકાળ સામે આ સિવાય તેઓ બીજું કાંઈ કરી શકતા નહિ; પરંતુ આ પણ હંમેશાં થઈ શકતું નહિ, અને જેઓ નાસી જતા તેઓમાંથી હજારો બલકે લાખો માણસો મરી જતાં. દુકાળના વખતમાં હિંદુસ્તાનનાં જુનાં રાજ્યો પોતાની પ્રજાને મદદ કરવાને ઇચ્છતા નહિ એવું તો આપણે ધારી શકીએ નહિ, પણ ખરી રીતે જોતાં તેઓ કાંઈ કરી શકે તેમ હતુંજ નહિ. શરૂઆતના વખતમાં કંપનિ પણ કાંઇ કરી શકે તેમ ન હતું. પરંતુ લૉર્ડ ડેલહાઉસીના વખતમાં હિંદુ-
સ્તાનમાં રેલ્વે નંખાવા માંડી, અને થોડાજ વખતમાં જણાઈ આવ્યું ૧૮૫૬થી
કે દુકાળ સામે પહેલું પગલું એ લેવાનું છે કે જે જિલ્લામાં વારંવાર દુકાળ પડવાનો સંભવ હોય તે જિલ્લાઓમાં રેલ્વેઓ શરૂ કરવી. સને ૧૮૭૬ થી ૧૮૭૮ સુધીના દુકાળો પછી ખાસ કરીને આ પ્રમાણે કરવામાં આવ્યું, અને આ છેલ્લાજ દુકાળો હતા કે જેની અંદર મોટી સંખ્યામાં માણસો મરી ગયાં. સને ૧૮૯૬ ને ૧૯૦૦ માં ઘણે ઠેકાણે ચોમાસું નિષ્ફળ ગયું, પણ પ્રમાણમાં ઘણાંજ થોડાં માણસો મરી ગયાં. સરકારે બાંધકામો ખોલ્યાં, જેથી જે માણસો મેહનત કરી શકે તેઓને થોડો રોજ મળતો અને રેલ્વે મારફતે લોકોને માટે ખોરાક આવતો તે લોકો ખરીદ કરતા.

૪. સરકારે આથી વધારે અગત્યનું જે કામ કર્યું તે નેહેરો બાંધવાનું હતું. હિંદુસ્તાનમાં જુના વખતમાં આ કામથી લોકો અજાણ્યા ન હતા. દક્ષિણમાં જે તળાવો બાંધ્યાં છે તેથી તે તળાવો બાંધનાર જુના ઇજનેરોની ભારે અક્કલનો દાખલો મળી આવે છે. પરંતુ અર્વાચીન વખતમાં પંજાબમાં બાંધેલી નેહરો અને પશ્ચિમ ઘાટમાં બાંધેલા બાંધકામો આથી ઘણાં મોટાં છે. આ નેહેરોને લીધે ખોરાક નીપજાવવાની હિંદુસ્તાનની શક્તિ ઘણી વધી છે ; હવે જો કદાપી ચોમાસું નિષ્ફળ જાય તોપણ આગલા વખતમાં દુકાળથી જેવી આફત આવતી, તેવી આફત હવે કદી આવશે નહિ.

૫. ઇસ્પિતાલો બાંધવી, અને દવાખાનાં ખોલવાં એ વગેરે બીજી ઘણી બાબતો છે, પણ તે વિષે લખવા અહિં આગળ જગા નથી. આપણા વખતમાં સરકારે જે બે નવાં કામ હાથપર લીધાં છે તે વિષે ઇશારો કરીશું.

૬. (ક) હિંદુસ્તાનની ખેતીવાડી અને ઉદ્યોગોનો સુધારો:— ઇંગ્લાંડમાં વરાળનું બળ શોધી કાઢવામાં આવ્યું તેથી ૧૯ મા સૈકામાં હિંદુસ્તાનના ઉદ્યોગોને અને તેમાં મુખ્યત્વે કરીને વણાટકામને નુકસાન પહોંચ્યું. હિંદુસ્તાનના કાપડ વણનારાઓ હાથે કાપડ વણતા તેના કરતાં અંગ્રેજી સાળોથી વધારે જલદીથી કાપડ બનતું, અને તે વધારે સોંઘું પડતું. આથી હિંદુસ્તાનમાંથી બીજા દેશોમાં કાપડ મોકલાતું બંધ થયું, અને હિંદુસ્તાનને પોતાને જે કાપડ જોઇતું તે પણ ઇંગ્લાંડથી આવવા લાગ્યું. કાચની ચીજો વગેરે બનાવવાની યુરોપમાં નવી શોધો થઈ ; પરંતુ હિંદુસ્તાનના લોકો તે બનાવતા શીખ્યા નહિ. આ ચીજો યુરોપથી લાવવી એ ઘણું ખર્ચાળ છે, અને આ ચીજો હિંદુસ્તાનના કારીગરોને બનાવવાનું કેમ શીખવી ન શકાય એ પ્રશ્ન ઊઠે છે. આ

ઉદ્યોગોની બાબતમાં કેટલુંક કરવામાં આવ્યું છે; હાલમાં કેટલીક કાપડની મિલો હિંદુસ્તાનમાં ચાલે છે; પણ ઘણા ઉદ્યોગો એવા છે કે તેમાં હોશિઆર કારીગરોની જરૂર છે. આ બાબતમાં મદદ કરવાને સરકારે ઔદ્યોગિક કેળવણી આપવાને માટે, એટલે ઉપયોગી ચીજો બનાવવાનો હુન્નર શીખવવાની કેળવણી આપવા માટે, નિશાળો અને પાઠશાળાઓ ખોલી છે. આની સાથે ખેતીવાડીની કેળવણી પણ અપાય છે. તે કેળવણીનો હેતુ નીપજ સુધારી જમીનની પેદાશમાં વધારો કરવાનો છે.

૬. (ખ) લોકોની તન્દુરસ્તી સુધારવા અને મેલેરિઆ નામના ઝેરી તાવ જેવા હિંદુસ્તાનના ખરાબ રોગો સામે પગલાં લેવાની હીલચાલ ચાલે છે. આવા રોગોથી ઘણાં માણસોના જીવ જાય છે, અને ઘણાં માણસોની જિંદગી કંગાલ બની જાય છે. આ રોગોના કારણોની શોધખોલ કરવામાં આવે છે અને લોકોનાં ઘરો અને દેશનાં ગામડાંઓ અને શહેરો નિરોગી બનાવવાને પગલાં લેવામાં આવે છે.

૭. આ હીલચાલો અને આ ફેરફારો આપણા વખતને લગતાં છે. આ બાબતોનો ઇતિહાસ લખવાની હાલ શરૂઆત થઇ શકે નહિ; કારણ કે ઇતિહાસમાં તો મુખ્યત્વે કરીને પાછલા જમાનાનું વર્ણન આવે છે. તોપણ હાલના સમય સુધી આપણે આવી પહોંચ્યા છીએ તો આ ઇતિહાસ પુરો કરતાં પહેલાં આપણે એ બાબતોની ટુંકાણમાં નોંધ લેવી જોઇએ, અને તે પ્રમાણે આપણે કર્યું છે. જે જમાનામાં આપણે રહીએ છીએ તે જમાનો આગળ વધતો જાય છે, અને જે સરકારના અમલ નીચે આપણે રહીએ છીએ તે સરકાર દેશમાં સુધારો કરવાને મહેનત કરે છે. આ હીલચાલમાં ભાગ લેવાની અને આ સુધારામાં મદદ કરવાની આપણે વધારે ને વધારે ઇચ્છા રાખવી જોઇએ.

૮. છેવટે **બ્રિટિશ સામ્રાજ્યના** એક ભાગ તરીકે **હિંદુસ્તાન** ઉપર આપણે નજર નાખીએ. જે રાજ્યમાં જુદી જુદી પ્રજાઓ અને લોકો એકઠા થાય તેને સામ્રાજ્ય કહે છે. દુનીઆની અંદર બીજા કોઈ રાજ્ય કરતાં **અંગ્રેજી સામ્રાજ્યમાં** આવી ઘણી પ્રજાઓ અને લોકો છે. એ સામ્રાજ્યની પ્રજાઓમાં **અંગ્રેજો**, બીજા યુરોપીઅનો, હબસીઓ, **મોંગોલિઆના** લોકો, ઘણી જંગલી જાતો અને **હિંદુસ્તાનના** લોકોની જુદી જુદી જાતો છે. જુદે જુદે વખતે અને જુદી જુદી રીતે તેઓ **અંગ્રેજી** વાવટા નીચે આવેલા છે અને **ગ્રેટ બ્રિટનના** રાજા તેઓના **શાહેનશાહ** છે. આ સઘળા લોકોની લાગણીઓ એક બીજા તરફ હંમેશાં મિત્રાચારીભરેલી હોતી નથી, તેમ તે સઘળાનું હિત પણ હંમેશાં એકજ જાતનું નથી. પરંતુ સઘળા ડાહ્યા માણસો એક બીજા પ્રત્યેની મિત્રાચારી વધારવાને અને સામ્રાજ્યને મજબુત કરવાને પ્રયત્ન કરશે, કારણકે આ સામ્રાજ્યના ન્યાયી અને સુલેહભરેલા રાજ્ય નીચે દુનીઆનો ઘણો મોટો ભાગ એકત્ર થયેલો છે. આ સામ્રાજ્યમાં **હિંદુસ્તાન** ભવિષ્યમાં શો ભાગ લેશે તે તો હાલનો એક મોટો પ્રશ્ન છે, અને તેના જવાબનો આધાર ભવિષ્ય ઉપર છે.

---

૯. **મહારાણીનો** ઇલ્કાબ **હિંદુસ્તાનની મહારાણી** તરીકે **વિકટોરિઆ રાણીએ** પહેલવહેલો ધારણ કર્યો હતો; પરંતુ તે વખત પછી **અંગ્રેજના** તાબાના સઘળા મુલકના એકત્ર નામ તરીકે '**સામ્રાજ્ય**' શબ્દ સામાન્ય રીતે વપરાય છે.

૧૦. **હિંદુસ્તાનમાં** થયેલા સુધારા વિષે આપણે ધ્યાન આપીએ છીએ તે સાથે આપણે **પારસીઓનું** પણ ધ્યાન આપવું જોઈએ.

પારસીઓ ઇરાનમાંથી નાસી આવેલા છે. જ્યારે **મુસલમાનોએ** ઇરાન જીત્યો ત્યારે તેઓએ તે દેશ છોડ્યો. તેઓ **હિંદુસ્તાનમાં** આવ્યા ત્યારે ઘણા દુ:ખમાં હતા પણ **હિંદુ** લોકોએ તેઓને માયાથી આવકાર આપ્યો, અને કેટલાક સૈકા સુધી **હિંદુ** રાજ્યકર્તાના રક્ષણ નીચે તેઓ શાંત રીતે રહ્યા. તેઓનું મુખ્ય નિવાસ સ્થળ **સુરત** હતું. પરંતુ જેમ **મુંબઈ** આબાદ થતું ગયું તેમ **પારસીઓ** મોટી સંખ્યામાં વેપારી તરીકે ત્યાં ગયા. તેઓ પૈસા અને વૈભવમાં વધ્યા. તેઓ હંમેશાં જરથોસ્તનાં ધર્મમાં ચુસ્ત રહ્યા છે, પણ તેઓએ પોતાની ભાષા તરીકે ગુજરાતી ભાષા સ્વીકારી છે. ઇરાનની અંદર **આર્ય** ધર્મ તરીકે **પારસી** લોકોના ધર્મનું કાંઈ ચિહ્ન રહ્યું નથી, તોપણ તેમનો ધર્મ **હિંદુસ્તાનમાં** ચાલતો રહ્યો છે.

## પ્રકરણ ૨૬ મું.

## હિંદવાસીઓનું નિત્ય જીવન.

૧. કોઈ પ્રજાનો ઇતિહાસ લખીએ ત્યારે તેની અંદર તેઓની દરરોજની રહેણી અને ટેવોનું થોડુંક ખ્યાન આવવું જોઈએ, પણ **હિંદુસ્તાનના** ઇતિહાસોમાં સામાન્ય રીતે આ વિષે કાંઈ લખવામાં આવતું નથી, કારણ કે તે વિષે ઘણુંજ થોડું જણાયેલું છે, અને આપણે જે જાણીએ છીએ તેનો થોડો ભાગ "**આર્યો અને દ્રાવિડો**" એ મથાળાવાળા **પ્રકરણમાં** આપણે આપી ગયા છીએ, તોપણ બીજી થોડી જાણવાજોગ હકીકત ઉમેરવા જેવી છે.

૨. સુધરેલી સ્થિતિનાં ઘણા જુના કાલથી **હિંદુસ્તાનમાં** સુતરાઉ કાપડ પહેરવામાં આવે છે. ગરમ કપડાં પહેલવહેલાં **કાશ્મીરમાં** થયેલાં સંભળાય છે; તે વિષે **મહાભારતમાં** વર્ણન આપેલું છે; પરંતુ ઘણુંકરીને તે ગરમ કાપડ **હિંદુસ્તાનના** લોકો પહેરતા નહિ, પણ ઇરાનના લોકો પહેરતા. રેશમ એટલે રેશમના દોરા આજ અરસામાં પહેલવહેલા **ચીનથી** આવ્યા. તેને વણાટ થઈ **હિંદુસ્તાનમાં** લુગડાં બન્યાં. ત્યારપછી રેશમના કીડાઓને **હિંદુસ્તાનમાં** ઉછેરવામાં આવ્યા. કંપનિએ એ ઉદ્યોગને ઉત્તેજન આપ્યું, પણ તેમાં કાંઈ સારી ફતેહ મળી નહિ.

૩. પુરુષ અને સ્રીઓ બંનેનાં પોશાકને માટે સુતરાઉ કાપડ પ્રથમ એક લાંબી પિછોડીના રૂપમાં બનાવવામાં આવતું; તેને કાંઈ બાંધવાનું સાધન ન હતું, પણ તે શરીરની આસપાસ લપેટવામાં આવતું. પુરુષ અને સ્રી બંને પોતાના શરીરનો ઉપલો ભાગ ખુલ્લો રાખતાં, અને માથા ઉપર કાંઈ પણ પોશાક પહેરતાં નહિ. બીજી જાતના જે કેટલાક પોશાક જોવામાં આવે છે તે **મધ્ય એશિઆમાંથી હિંદુસ્તાનમાં** આવેલા જણાય છે. **મુસલમાનોએ** પાઘડીઓ, લાંબું અંગરખું અને લેંઘા દાખલ કર્યાં.

૪. **હિંદીઓને** ઝવેરાતના દાગીના પહેરવાનો મૂળથી શોખ છે. કોઈ પણ બીજી પ્રજાને તેટલા દાગીના પહેરવાનો શોખ નથી. **હિંદુસ્તાનના** ઇતિહાસની શરૂઆત થઈ તે પહેલાં ઘણા લાંબા વખતથી **હિંદુસ્તાનના** ઝવેરીઓ માણેક અને હીરામાં સાર પાડી તેમને પરોવવાનું જાણતા હતા. નદીઓની રેતીમાંથી સોનું એકઠું કરવામાં આવતું હતું અને **સિલોનમાંથી** મોતી લાવવામાં આવતાં હતાં.

૫. હિંદુસ્તાનમાં ઘણા જુના વખતથી જે ધાન્ય એટલે ચોખા, બાજરી અને ઘઉં ખોરાક તરીકે વપરાતાં આવ્યાં છે તેના તેજ હજી કાયમ છે. આપણે પ્રથમ કહી ગયા છીએ તે પ્રમાણે આર્યો દરેક જાતનો માંસાહાર છુટથી લેતા; પણ દ્રાવિડો તે ખાતા કે કેમ તે આપણે કહી શકતા નથી. પણ આ તો ચોક્કસ છે કે બુદ્ધના વખત પછી માંસાહારનો બાધ સાધારણ થતો ગયો; પરંતુ તે બાધ ક્યારથી ને શી રીતે શરૂ થયો તે આપણે જાણુતા નથી. હિંદુસ્તાનમાં પ્રથમથી ઉત્પન્ન થતાં ફળો, કેળાં, કેરી અને નારંગી છે. પરંતુ આ ફળો ઉગાડવા તથા તેને સુધારવા તરફ આગલા જમાનાના હિંદુઓએ બહુ ધ્યાન આપેલું જણાતું નથી. તેથી ઉલટું મુસલમાનોએ આ બાબતમાં હંમેશાં લક્ષ આપેલું છે; અને જ્યાં જ્યાં મુસલમાનો ગયા, ત્યાં ત્યાં ફળ ફુલની વાડીઓ કરતા. પોર્ટુગીઝોએ પણ પશ્ચિમ હિંદુસ્તાનનાં ફળો સુધારવાને કેટલોક પ્રયત્ન કર્યો હતો.

૬. પીવાના જલદ પદાર્થોનો ઉપયોગ મૂળથી કરવામાં આવતો હતો. તેમાં મુખ્યત્વે કરી તાડીના રસમાંથી બનતો પદાર્થ પીવામાં આવતો. દ્રાવિડ લોકોમાં આના ઉપયોગનો પ્રસાર કેટલો થયેલો હતો તે આપણે જાણુતા નથી. માંસાહારની સામે બાધ કરવામાં આવ્યો, તેની સાથે આને માટે પણ બાધ નાખવામાં આવ્યો. આપણે કહી ગયા છીએ તે પ્રમાણે આર્યો સોમ પીતા; ઘણાખરા મોગલો દારૂ પીતા. ચુસ્ત મુસલમાનો તેમજ શીખ સિવાયના ઉંચ વર્ણના ઘણાખરા હિંદુઓ મદ્યપાન કરતા નહિ. અરબસ્તાનમાંથી કાફી ઇ. સ. ૧૬૦૦ ના અરસામાં લાવવામાં આવી, અને થોડાજ વખતમાં તે મ્હેસુરમાં વાવવામાં આવી. ચા તો થોડા વખતથીજ પિવાય છે. તંબાકુ અકબરના રાજ્યમાં પશ્ચિમના દેશોમાંથી આવી.

૭. જુદા જુદા જમાનાઓમાં હિંદુ લોકોનાં રહેવાનાં સામાન્ય ઘરોમાં નહિ જેવો ફેરફાર થયો છે. શહેરોની અંદર કોટની દીવાલની પાછળ સાંકડી વાંકીચુકી અને ગંદકી ભરેલી પોળો જથાબંધ આવેલી હોય છે. એકલા જયપુરના એકજ હિંદુ રાજાએ પહોળા ખુલ્લા રસ્તાવાળું શહેર સ્થાપેલું છે. હિંદુ રાજ્યોના વખતમાં પાણી માટે શહેરોમાં નદીઓ અને કુવા ઉપર આધાર રાખવામાં આવતો; પરંતુ મુસલમાન રાજાઓએ વખાણવા લાયક પાણીનાં બાંધકામ કરેલાં છે અને શહેરો અને મહેલોમાં નળીઓ વડે પાણી પુરૂં પાડેલું છે. દખ્ખણમાં પાણીની ઘણી અછત છે; એવે સ્થળે આવાં પાણીનાં બાંધકામનો ઉત્તમ દાખલો બિજાપુરમાં મળી આવે છે. પરંતુ હિંદુ કે મુસલમાન એમાંથી કોઈએ મેલું પાણી કાઢવાની ગટરની યોજના દાખલ કરી ન હતી.

૮. હિંદુ રાજ્યોએ જાત્રાળુઓને માટે ધર્મશાળાઓ અને નદીના ઉંચા કાંઠા ઉપર પાણીના ઓવારા જેવાં ઉપયોગી કામો ઘણે ખરે ઠેકાણે કરેલાં છે. આ સ્થળે ઇંદોરની રાણી અહલ્યાબાઈનું નામ યાદ કરવું જોઈએ, જેણે હિંદુસ્તાનમાં ઘણે ઠેકાણે આવાં કામ કરેલાં છે. મુસાફરોની જિંદગી વધારે આનંદદાયક કરવાને માટે તેણે ઘણો પ્રયત્ન કરેલો છે.

હિંદુસ્તાનમાં બીજા દેશોની માફક કોઈ દિવસ વીશીઓ હતી નહિ. એનું કારણ કદાચ એ હશે કે હિંદુઓ બીજાની સાથે બેસી ખોરાક લેતા નથી.

૯. આર્યો આ દેશમાં દાખલ થયા ત્યારે હિંદુસ્તાનમાં જે પાળેલાં જાનવરો હતાં તે તેનાં તેજ રહ્યાં છે; તેમાં ફક્ત કદાચ એટલોજ ફેરફાર થયેલો છે કે આર્યો તેમની સાથે ઘોડા લેતા આવ્યા. તેઓની પાસે

પોતાની ગાયો હતી, તેમજ દ્રાવિડો પણ પોતે ગાયો રાખતા. પરંતુ તે પછીના હિંદુ લોકોના વખતમાં ગાય શી રીતે પવિત્ર પ્રાણી ગણાતું થયું તે આપણે જાણતા નથી. આપણે તો ફક્ત આટલુંજ કહી શકીએ છીએ કે, જેમ બ્રાહ્મણોની સત્તા વધતી ગઈ તેમ તેની સાથે ગાયો તરફની પણ આ લાગણી વધતી ગઈ. ઇતિહાસની શરૂઆતના ઘણા લાંબા સમય અગાઉ હાથીઓને પહેલવહેલા ઘણું કરીને પાળવામાં આવ્યા હતા.

૧૦. લોઢું અને ત્રાંબુ એ બંને ધાતુઓ હિંદુસ્તાનમાં નીકળે છે, અને આ દેશમાં આર્યો આવ્યા તે પહેલાં જુના વખતથી આ બંને ધાતુનો ઉપયોગ લોકો સમજતા હતા. દિલ્હીમાં લોઢાનો એક સ્તંભ છે, અને તે ઘણી કિંમતી જુની વખાણવાલાયક ચીજોમાંનો એક છે. તે ગજવેલનો બનાવેલો છે અને ૨૩ ફુટ ઉંચો છે. હાલ પણ આવા કદનો ગજવેલનો સ્તંભ બનાવવો ઘણો મુશ્કેલ છે. તે ક્યારે બનાવવામાં આવ્યો તે જણાયલું નથી: પરંતુ તેના ઉપર "ધ્રુવ રાજા" નું નામ છે, અને તે રાજા ઘણું કરીને ઇસુ ખ્રિસ્ત પછીના શરૂઆતના એકાદ સૈકામાં થયો હશે. ધાતુ ઉપરનું ઉપસી નીકળે એવું ચિત્રકામ અને તેના ઉપર મીનો ચઢાવવાની કળા મધ્યયુગના હિંદુ લોકો જાણતા હતા.

૧૧. નાણાંનો ઉપયોગ ઘણા જુના વખતનો છે, કે જ્યારે સાર પાડેલા ખડબચડા ધાતુના કડકા પૈસા તરીકે ચાલતા. આ સિક્કાઓ ઉપર જે ચિત્ર કાઢેલું હોય છે તે આપણે સમજી શકતા નથી, તેમ તે કઈ સાલમાં ચાલતા તે પણ કહી શકીએ તેમ નથી. કદાચ તે સિક્કાઓ ઇસુ ખ્રિસ્ત પછીના શરૂઆતના સૈકાઓના હશે.

૧૨. મોટી સંખ્યામાં યાંત્રિક શોધો થઈ હોય એવું હિંદુસ્તાનના ઇતિહાસ ઉપરથી જણાતું નથી. જે થોડી શોધો થઈ હશે, તેનો કદી ઝાઝો ઉપયોગ થયો નથી તેમ તેમાં કાંઈ સુધારા થયા નથી. દાખલા તરીકે, અસલના હિંદુ લોકોએ કુરંદ નામના પથ્થરમાંથી હથિઆર ઘસવાનું ઘણું સખત ચક્કર બનાવવાની શોધ કરી હતી. આ કુરંદ નામનો પથ્થર દક્ષિણ હિંદુસ્તાનમાં મળી આવે છે. આ ચક્કરનો તેઓએ ઘણો ઉપયોગ કર્યો નહિ. હાલમાં તે કુરંદ પથ્થરનું ચક્કર દુનીઆના દરેક કારખાનામાં જોવામાં આવે છે. સૂર્યનાં કિરણોની મદદથી સંદેશા મોકલવાની કળા રજપુતાનાના રણમાં જે માલ ખરીદ કરવામાં આવે તેની કિંમત દર્શાવવા સંદેશા મોકલવામાં ઉપયોગમાં લેવામાં આવી હતી, પરંતુ તે કળાનો કદી લશ્કરમાં ઉપયોગ કરવામાં આવ્યો ન હતો. જો તે લશ્કરમાં વાપરવામાં આવી હોત તો તે ઘણી ઉપયોગી નીવડત.

૧૩. યુરોપીઅન લોકો દેશમાં આવીને વસ્યા તેથી લોકોની રહેણીમાં જે ફેરફારો થયા તે વિષે ઘણું લખી શકાય. તેમાં સૌથી અગત્યની બાબત કદાચ એ છે કે લોકો વખતની કિંમત વધારે સમજવા લાગ્યા છે. હિંદુસ્તાનમાં જુના જમાનામાં વખતની ગતિ ઉપર કાંઈ ધ્યાન આપવામાં આવતું નહિ. છાયાયંત્રનો ક્વચિતજ ઉપયોગ કરવામાં આવતો. વરસના જુદા જુદા ભાગોમાં દિવસના વિભાગો એકસરખી લંબાઈના ન હતા. યુરોપીઅનો આવ્યા એટલે વખતના ચોક્કસ વિભાગો કરવામાં આવ્યા, અને તેઓ વખત માપવાના યંત્રો એટલે મોટાં અને નાનાં ઘડિઆળો પણ તેમની સાથે લેતા આવ્યા. વળી યુરોપીઅનોએ કૃત્રિમ અજવાળું કરવાના વધારે સારાં સાધનો દાખલ કર્યાં. ઘાસલેટ દેશમાં બધે દાખલ થઈ ગયું છે; અને તેના કરતાં વધારે ઉપયોગમાં આવે તેવો બીજો કોઈ પરદેશી પદાર્થ દેશમાં આયાત થતો

નથી. સામાન્ય રીતે જોતાં યુરોપીઅનોની અસરને લીધે દેશમાં જુદી જુદી જાતની ઘર શણગારની ચીજો દાખલ થઈ છે. અસલના હિંદુઓ આ બાબતમાં ઘણી સાદી જિંદગી ભોગવતા.

૧૪. છેલ્લા સૈકામાં જે જુદા જુદા ફેરફારો થઈ ગયા છે તેના આ દાખલાઓ ફક્ત નમુનારૂપેજ છે. વિચારશીલ વાંચનાર બીજા દાખલાઓ પોતાને માટે શોધી કહાડી શકશે.

## પ્રકરણ ૨૭મું.

## હિંદુસ્તાનની શિષ્ટ કળાઓ.

શિલ્પશાસ્ત્ર.

૧. હિંદુસ્તાનનાં જુનાં મકાનો લાકડાં, વાંસ અને માટીનાં બનેલાં હતાં; અને ઘણા સૈકા ઉપર ઋતુની અસરથી તેઓનો નાશ થયો હતો. સૌથી જુનામાં જુનાં મકાનો જે હયાત છે તે બુદ્ધ લોકોનાં છે. તેમાં મુખ્ય નીચે પ્રમાણે છે:

(ક) પવિત્ર સ્થળે બાંધેલા સ્તૂપ અથવા મોટા ધાતુગર્ભો. આવા સ્તૂપો ઘણીવાર સાધુ પુરુષના અવશેષ ઉપર બાંધવામાં આવતા, અને કેટલાક સ્તૂપો બુદ્ધના પોતાના શરીરના શેષભાગ ઉપર યાદગીરી તરીકે બાંધવામાં આવ્યા હતા. હિંદુસ્તાનમાં સૌથી મોટો સ્તૂપ **સાંચી**માં છે.

(ખ) ગુફાઓ:—બૌદ્ધ ધર્મના ભકતોને તેઓની સભાઓ ભરવાને મોટાં સ્થળો જોઈતાં અને બૌદ્ધોએ આવાં સ્થળો બાંધ્યાં જ હશે, પણ તે સઘળાં નાશ પામ્યાં છે. એથી ઉલટું તેઓએ કોતરી કાઢેલી ઘણી ગુફાઓ મોજુદ છે. તેઓએ આ ગુફાઓ પહેલવહેલી

કેમ કરી તે આપણે જાણતા નથી, પણ **બૌદ્ધ** ધર્મની ચઢતીના વખતમાં **બૌદ્ધ** સાધુઓ ઘણીવાર આવી ગુફાઓ કોતરી કાઢતા અને દુનીઆથી નિરાળા આ ગુફાઓમાં રહેતા. આ ગુફાઓમાં સાધુઓને રહેવાને માટે ઓરડીઓ હતી અને બધાએ એકઠા મળી પૂજા કરવા માટેના મોટા ખંડો હતા. આવી ગુફાઓ ઉત્તર **હિંદુસ્તાનમાં** ઘણે ઠેકાણે જોવામાં આવે છે. સૌથી સારામાં સારી ગુફા ઇલોરાની છે. **કાર્લી**માં પણ એક મોટી ગુફા છે.

૨. આ ગુફાઓમાં ઘણું કોતરકામ હોય છે, તેમાં કેટલાંક ફુલો અને જાનવરોનાં છે. કેટલેક ઠેકાણે માણસની સામાન્ય જિંદગીનો દેખાવ કોતરેલો હોય છે. કેટલેક ઠેકાણે **બુદ્ધની** પોતાની આકૃતિઓ કોતરેલી હોય છે.

૩. આ આકૃતિઓ શરૂઆતના **બૌદ્ધોએ** બનાવેલી ન હતી. **બુદ્ધના** મરણ પછી ૫૦૦ વર્ષે તેની પહેલવહેલી મૂર્તિ પથ્થરમાં કોતરવામાં આવી. **પંજાબમાં** આવેલા **ગંધારમાં** આ મૂર્તિ કરવામાં આવી. ત્યાં (**ગંધારમાં**) **ગ્રીક** લોકો આવીને વસ્યા હતા અને રાજ્ય કરતા હતા. **ગ્રીકોએ** આવી મૂર્તિ બનાવવાનું **હિંદુઓને** પહેલવહેલું શીખવ્યું. **બુદ્ધે ગ્રીક** પોશાક પહેર્યો હોય એવું સામાન્ય રીતે દેખાડવામાં આવે છે, પણ તેનો ચહેરો તો હંમેશાં **હિંદીને** મળતો છે.

૪. **બૌદ્ધોનો** જમાનો ગયા પછી **હિંદુઓએ** ઘણી ગુફાઓ અને પથ્થરના દેવાલયો બાંધ્યાં, અને તે હજુ મોજુદ છે. પણ કમનસીબે તેમાંનાં ઘણાં ખરાંને **મુસલમાનોએ** નુકસાન કરેલું છે.

(ક) **હિંદુઓએ બૌદ્ધોની** માફક ગુફાઓ રહેવાને માટે બાંધી ન હતી, પરંતુ પૂજા કરવાના સ્થળ તરીકે બાંધી હતી. આમાં સૌથી વધારે પ્રખ્યાત **મુંબઈ** પાસે આવેલી **એલિફંટાની** ગુફાઓ છે.



ભુવાનેશ્વરનું દેવાલય.



તાનજોરનું મોટું પેગોડા.



બિજાપુરનો ગોળ ગુમ્મજ.



ફતેહપુર સીક્રીના શાહેરનો દરવાજો.

(ખ) પરંતુ હિંદુઓએ ગુફા બાંધવાનું કામ જારી રાખ્યું નહિ. તેઓએ દેવાલયો બાંધવા શરૂ કર્યાં અને કેટલાક સૈકામાં આવાં દેવાલયો હિંદુસ્તાનના સઘળા ભાગોમાં થઈ ગયાં.

૫. આવાં દેવાલયો બાંધવાની બે જાતની પદ્ધતિઓ છે.

(ક) ઉત્તરની પદ્ધતિ:—આ પદ્ધતિનાં સૌથી સારાં દેવાલયો ઓરિસામાં છે.

(ખ) દક્ષિણની પદ્ધતિ.

બે પદ્ધતિઓમાં મુખ્ય તફાવત તેઓના ઘુમટમાં છે. બંનેની અંદર કોતરકામ હોય છે, પરંતુ મુખ્યત્વે કરીને ઉત્તરમાં દેવોની ખુબસુરત મૂર્તિઓ કાઢેલી હોય છે.

૬. જ્યારે મુસલમાની રાજ્યને લીધે હિંદુઓની પડતી થઈ ત્યારે તેઓએ દેવાલયો બાંધવાનું અને કોતરકામ કરવાનો હુન્નર છોડી દીધો. મુસલમાનો પછી મરાઠાઓ અને શીખ લોકો નવા રાજ્યકર્તા થયા, પરંતુ તેઓ શિલ્પકળામાં હોંશિઆર ન હતા. તેઓનાં કોઈ પણ મકાનો જોવા લાયક કે યાદ રાખવા લાયક નથી.

૭. મુસલમાનો આથી જુદાજ પ્રકારના હતા. અફઘાનો અને મોગલો બંને મહાન શિલ્પીઓ હતા. તેઓએ બાંધકામ વિષેની ચતુરાઈ કયાંથી મેળવી, અને કયા કારીગરોએ તેઓનાં મકાનો બાંધ્યાં એ વાત તો હજી વિસ્મય પમાડનારી છે. કેટલાક કારીગરો ઇરાનમાંથી અને કેટલાક મધ્ય એશિઆમાંથી આવ્યા હતા એ વાત ખરી છે, પરંતુ મોગલ લોકોએ આ હુન્નરની શી રીતે ખીલવણી કરી તે હજીપણ ઘણે ભાગે સમજી શકાય તેમ નથી.

૮. મુસલમાની શિલ્પકળા ઘણે ભાગે મસીદો અને કબરો બાંધવામાં જોવામાં આવે છે. આ બાંધકામમાં મુસલમાનોએ કમાનો અને

ઘુમટો નાખ્યા છે તેવી રીતે હિંદુઓએ કમાનો અને ઘુમટોનો ઉપયોગ કર્યો ન હતો. ઘણા મોટા અને સુશોભિત ઘુમટો કેમ બાંધવા તે મુસલમાનો સારી રીતે શીખેલા હતા. બિજાપુરનો ગોળ ગુમ્બઝ* દુનીઆમાં સૌથી મોટો અને તાજમહાલનો ઘુમટ સૌથી શોભીતો છે. તે બંને કબરો છે. મુસલમાનોએ જે કમાનો બાંધી છે તેના દાખલા તરીકે અકબરના ફતેહપુર સીક્રીના શહેરના દરવાજા ઉપરની કમાન જોવા લાયક છે.

૯. બૌદ્ધો અને હિંદુ બંનેએ અને મુસલમાનોએ ઘણા સ્તંભો અને મિનારા બાંધ્યા છે. તે લેખો લખવાને માટે અથવા ફતેહ મેળવી હોય તેની યાદગીરી રાખવા માટે બાંધવામાં આવતા. અશોકે બાંધેલા સ્તંભો ચિતોડમાં ફતેહ મેળવ્યાની યાદગીરી તરીકે બાંધેલા હિંદુ લોકોના મિનારા સાથે તથા કુતુબુદ્દીને દિલ્હીમાં ફતેહની યાદગીરી તરીકે બાંધેલા મુસલમાની સ્તંભ સાથે સારી રીતે મુકાબલામાં ઉતરી શકે તેવા છે.

૧૦. મુસલમાની ધર્મ પ્રમાણે પુતળાં ચીતરવાનું કે જાનવરો કોતરવાનું પસંદ કરવામાં આવતું નથી, પણ મુસલમાની મકાનોમાં ઘણી વખતે સુંદર અને સુશોભિત દેખાવો કાઢેલા જોવામાં આવે છે. કેટલીક વખત અરબી ભાષામાં કોતરેલા લેખો હોય છે અને કેટલીક વખત કોતરેલા ફૂલો હોય છે. આ બંને પ્રકારના ઘણા સુંદર દાખલા ઉત્તર હિંદુસ્તાનમાં મળી આવે છે.

૧૧. શરૂઆતના વર્ષોમાં હિંદુસ્તાનમાં અંગ્રેજોએ સુશોભિત મકાનો બાંધવા પુંઠે પ્રયત્ન કર્યો નહીં. તેઓને રસ્તાઓ અને પૂલો બાંધવામાં ઘણું કરવાનું હતું. તેઓએ જે મકાનો બાંધ્યાં છે તે

* ઘુમટ.



અશોકનો સ્તંભ.



ચિતોડનો જય સ્તંભ.



કુતુબ મિનારનો એક ભાગ.

કેટલેક ઠેકાણે જુના ગ્રીક લોકોના મકાનોને મળતાં છે, અને કેટલાંક મકાનો યુરોપના ગૉથીક* મકાનોને મળતાં છે. આમાંનાં ઘણાં મકાનો તો ભવ્ય છે. દાખલા તરીકે મુર્શિદાબાદનો મહેલ અને મુંબઇની યુનિવર્સિટિ (વિશ્વવિદ્યાલય) નું મકાન. હાલના વખતમાં અંગ્રેજોએ અસલના વખતના હિંદુ શિલ્પશાસ્ત્રની રીતપ્રમાણે મકાનો બાંધવા માંડયાં છે. દાખલા તરીકે, મુંબઇનાં નવા સંગ્રહસ્થાનનું મકાન અમદાવાદમાં આવેલા મુસલમાની મકાનોની ઢબ પર બાંધેલું છે.

રંગીત ચિત્રકામ.

૧૨. હિંદુસ્તાનના રંગીત ચિત્રકામની શરૂઆત નવાઈ ઉપજાવે તેવી રીતે અજંટાના ગુફાઓના રંગીત ચિત્રકામથી થયેલી છે. એ ગુફાઓ ઈ. સ. ૬૦૦ ની સાલના અરસામાં પુરી થઈ હતી. તેમાં તે વખતના બૌદ્ધ રાજાઓની જિંદગીના દેખાવો બતાવેલા છે. પરંતુ તે ચિતરનાર કારીગર કોણ હતા અને તે હુન્નર તેઓ ક્યાંથી શીખ્યા તે આપણે જાણતા નથી. આના પહેલાં હિંદુસ્તાનમાં બીજાં રંગીત ચિત્રો થયાં હશે, પણ તે સઘળાં નાશ થયેલાં છે; અને આના પછી પણ જે બીજાં રંગીત ચિત્રો થયાં હશે તે પણ નાશ પામ્યાં છે. અકબરનો વખત આવ્યો ત્યાં સુધી હિંદુસ્તાનમાં બીજું કાંઈ રંગીત ચિત્રકામ જોવામાં આવતું નથી. ત્યારબાદ ઘણાં સાદાં ચિત્રો અને હસ્તલિખિત પ્રતોમાં રંગીત ચિત્રો જોવામાં આવે છે. તેઓ ઇરાની લોકોનાં રંગીત ચિત્રો જેવાં જણાય છે, પણ તેમાંનાં ઘણાં ખરાં હિંદુઓના કરેલાં છે. આ હસ્તલિખિત પ્રતોના અક્ષર ઘણા સુંદર છે અને તેની અંદરના રંગીત ચિત્રો પણ તેવાંજ સુંદર છે. તેમાંનાં કેટલાંક રંગીત ચિત્રો તે વખતના મોટા માણસોનાં છે, કેટલાંક રંગીત ચિત્રોમાં

* ઉંચા નોકદાર મહેરાબોની બાંધણીને "ગોથિક" બાંધણી કહે છે.

ઇતિહાસોના દેખાવ બતાવેલા છે અને કેટલાંક ચિત્રો હિંદુ દેવોની વાર્તાઓ ઉપરથી લેવામાં આવ્યાં છે. ઘણાખરા મોગલ લોકો હુન્નર કળાના શોખીન હતા. પણ તેઓના વખત પછી શિલ્પ કળાની માફક રંગીત ચિત્રકળામાં કાંઈ જીવ જણાતો નથી.

**સંગીત શાસ્ત્ર.**

૧૩. હિંદુસ્તાનમાં સંગીત ઘણા જુના વખતમાં પૂર્ણ કળાએ ચઢેલું હતું. ઇસુ ખ્રિસ્ત પછી પાંચમા સૈકાના સંગીત ઉપર લખાયેલાં પુસ્તકો* છે, અને હિંદુ રાજાઓના દરબારમાં હમેશાં ગવૈયા રહેતા. જોકે ચુસ્ત મુસલમાનોને ગાયન પસંદ ન હતું, તો પણ મુસલમાનોમાં પણ કેટલાક ગાયનના શોખીન હતા. બે હજાર વર્ષ ઉપર સંગીત કળા એક ઉમદા અને આગળ વધેલો હુન્નર હતો, તેમાં કાંઈ શક નથી; અને હાલ પણ જો કે તે હુન્નર ધીમે ધીમે ઓછો થતો જાય છે, તો પણ તે હજી તદ્દન નાશ પામ્યો નથી. કમનસીબે ઘણા ગવૈયા હલકી ચાલના લોકો છે. કેળવાયેલા માણસો ગાયનના શોખીન થાય તોજ ગાયન સજીવન થાય. હિંદુ લોકોના સંગીતના મૂળ વિષે આપણે કાંઈ જાણતા નથી. હિંદુ સંગીતની ચીન અને ગ્રીસના સંગીત સાથે તથા બીજા જુના વખતના સંગીત સાથે સરખામણી કરી શકે તેવાઓ આગલ એક બહોલો વિષય પડેલો છે.

* ભરતનું નાટ્ય શાસ્ત્ર.

## પુરવણી ૧.

### યાદ રાખવાની સાલો.

ઇ. સ. પૂર્વે

૪૮૩. બુદ્ધનું મરણ.
૩૨૬. સિકંદરની ચઢાઈ.
૨૬૯. અશોકનું ગાદીએ બેસવું.
૨૨૦. આંધ્ર રાજ્યની શરૂઆત.

ઇ. સ.

૭૮. કનિષ્ક.
૩૭૫. ચંદ્રગુપ્ત વિક્રમાદિત્ય.
૫૦૦. હૂન લોકોની ચઢાઈઓ.
૬૦૦. રજપૂત અને ચાલુક્ય રાજાઓ.
૧૦૦૦. મહંમદ ગીઝની.
૧૧૭૫. મહંમદ ઘોરી.
૧૩૪૭. બાહ્મણી રાજ્ય સ્થપાયું.
૧૫૨૬. બાબર.
૧૫૫૬. અકબર.
૧૫૬૫. તાલિકોટાની લડાઈ.
૧૬૭૪. શિવાજીએ તાજ પહેર્યું.
૧૭૫૭. પ્લાસીનું યુદ્ધ.

ઇ. સ.

૧૭૬૧. હૈદરઅલી પોતાને હાથ સત્તા લઈ બેઠો.

૧૭૮૨. સાલબાઈનું તહનામું.

૧૮૦૩. અસાઈની લડાઈ.

૧૮૩૮. પહેલો અફઘાન વિગ્રહ.

૧૮૪૯. પંજાબ ખાલસા કરવામાં આવ્યું.

૧૮૫૭. બળવો.

## પુરવણી ૨.

## હિંદુસ્તાનમાં અંગ્રેજી સામ્રાજ્યની વૃદ્ધિ.

૧. દક્ષિણ હિંદુસ્તાન (મદ્રાસ ઇલાકો).

૧૬૩૯. મદ્રાસ (ફોર્ટ સેંટ જોર્જ) ની સ્થાપના.

૧૭૫૯. ફ્રેંચ પાસેથી ઉત્તર સિરકારનો પ્રાંત લઈ લેવામાં આવ્યો, અને મોગલ પાદશાહે તે અંગ્રેજને સોંપ્યો.

૧૭૯૯. મ્હૈસુર પાસેથી કનારા લીધું.

૧૮૦૦. તાંજોર ખાલસા કર્યું.

૧૮૦૦. નિજામે બેલારી સોંપ્યું.

૧૮૦૧. કર્ણાટક ખાલસા કર્યું.

૧૮૦૩. આર્કોટના નવાબને પદભ્રષ્ટ કર્યો.

બીજા મરાઠા વિગ્રહ પછી મરાઠા પાસેથી કટક લીધું.

૨. પૂર્વ હિંદુસ્તાન ( બંગાળા ઇલાકો ).

૧૬૯૦. કલકત્તા સ્થાપ્યું ( ફોર્ટ સેંટ વિલિઅમ ).

૧૭૫૭. બંગાળાના નવાબે ચોવીસ પરગણાં સોંપ્યાં. પ્લાસી પછી કંપનિ મોગલ પાદશાહની બક્ષીસથી બંગાળા, બિહાર, અને ઓરિસાની દિવાન એટલે મહેસુલ ઉઘરાવનાર થઈ.

૧૭૭૫. વોરન હેસ્ટિંગ્સે બનારસ ( કાશી ) ખાલસા કર્યું.

૧૮૦૧. અયોધ્યાના નવાબે ઉત્તરથી અલ્હાબાદ સુધીનો અયોધ્યાનો પશ્ચિમ ભાગ સોંપ્યો.

૧૮૦૩. બીજા મરાઠા વિગ્રહ પછી મરાઠા પાસેથી બુંદેલખંડ લઈ લેવામાં આવ્યો, અને અંગ્રેજના રક્ષણ નીચે મૂકવામાં આવ્યો.

૧૮૫૬. અયોધ્યા ખાલસા કરવામાં આવ્યું.

૩. પશ્ચિમ હિંદુસ્તાન.

૧૬૧૨. સુરતમાં અંગ્રેજી કોઠી.

૧૬૬૨. પોર્ટુગીઝે મુંબઈ સોંપ્યું.

૧૭૮૨. સાલબાઈના તહનામાથી વસાઈ ખાલસા કર્યું.

૧૮૦૩. બીજા મરાઠા વિગ્રહ પછી સિંધીઆ પાસેથી ભરૂચ લીધું.

૧૮૧૭. પુના અને પેશ્વાના બીજા મુલકો ખાલસા કર્યા.

૧૮૪૮. સતારા ખાલસા કર્યું.

૧૮૫૩. નાગપુર ખાલસા કર્યું.

**સૂચના** :—(૧) "સોંપ્યું" એ શબ્દમાં મિત્રાચારીવાળી ગોઠવણનો અર્થ સમાયેલો છે કે જેથી દરેક પક્ષને કાંઈક લાભ મળ્યો. (૨) "ખાલસા" એ સાધારણ રીતે લડાઈમાં જીત મેળવ્યા બાદ ઉપરી સત્તાની રૂએ કરવામાં આવેલું કાર્ય છે. (૩) ઉપર આપેલી સાલો કામ પડે સહેલાઈથી જડી આવે એટલા માટેજ આપવામાં આવી છે, અને તેને ગોખી કાઢવાની નથી.

It is one of the few school-histories of India that give a full and connected account of the history of the Marathas.

"A thoroughly readable history of India for the higher standards."

"Mr. Wadia's book is better than many History books written for Indian students."

CLASS-BOOK OF INDIAN HISTORY. By R. B. Ramsbotham, M.A., I.E.S. and Professor L. F. Rushbrook Williams. Second Edition.

*Prescribed for the Punjab Matriculation Examination.*

The very latest methods of teaching history have been kept in view by the authors of this new History of India. The result is a class-book which bids fair to outdistance its many rivals. The style is at once simple and vivid, and the treatment both impartial and lucid. For the highest classes of our high schools, it may safely be recommended as the most uptodate and comprehensive text-book in existence.

## ENGLISH HISTORY.

ILLUSTRATED EASY STORIES FROM ENGLISH HISTORY. By Lucy Dale, Late Scholar of Somerville College, Oxford.

Author of 'The Principles of English Constitutional History,' 'Landmarks of British History,' 'Stories from European History,' etc. With 21 full-page and 49 half-page half-tone illustrations and 7 full-page maps.

"There are twenty-nine stories in the book, all dealing with the great men who have made England what it is, and with great events connected with their lives. The aim has been throughout to write fully about really important personages and events, and to deal with them in some detail and in as interesting a way as possible, rather than to load the pages with a multitude of names and dates. The author of these stories is a very talented writer and is seen here very successfully telling simple, clear and interesting stories. The illustrations in the book are numerous, and some are

## પંજાબ.

| ઇ. સ. પૂર્વે | |
|---|---|
| ૫૫૦ | ફારસી અમલની શરૂઆત. |
| ૩૨૭ | સિકંદર. ગ્રીક અમલની શરૂઆત. |
| ૧૦૦ | શક અમલની શરૂઆત. |
| ઇ. સ. | |
| ૭૮ | કનિષ્ક. |
| ૫૦૦ | હુનના અમલની શરૂઆત. |
| ૬૦૦ | હુનના અમલનો અંત. |
| ૧૦૩૦ | અફઘાનોના અમલની શરૂઆત. |
| ૧૧૭૫ | મહમદ ઘોરી |
| ૧૫૨૬ | મોગલોના અમલની શરૂઆત. |
| ૧૭૦૦ | શીખોની ઉત્પત્તિ. |
| ૧૭૮૦ | રણજીતસિંહ. |
| ૧૮૪૯ | અંગ્રેજી અમલ. |

## પૂર્વ હિંદુસ્તાન.

| ઇ. સ. પૂર્વે | |
|---|---|
| ૩૨૧ | મૌર્ય અમલની શરૂઆત. |
| ૨૬૯ | અશોક. |
| ૧૦૦ | મૌર્ય અમલનો અંત. |
| ઇ. સ. | |
| ૩૨૦ | ગુપ્ત અમલની શરૂઆત. |
| ૫૦૦ | ગુપ્તના અમલનો અંત. |
| ૬૦૬ | હર્ષ |

| | અયોધ્યા. | બંગાળા. | અંગ્રેજી. |
|---|---|---|---|
| ૧૧૮૫ | અફઘાનોના અમલની શરૂઆત. | અફઘાનોના અમલની શરૂઆત. | |
| ૧૫૬૦ | મોગલોના અમલ. | મોગલોનો અમલ. | |
| | | | ૧૬૯૬ કલકત્તા સ્થાપ્યું. |
| ૧૭૩૨ | મોગલ અમલનો અંત | મોગલ અમલનો અંત. | |
| | | | ૧૭૫૭ પ્લાસી. |
| ૧૮૫૬ | અંગ્રેજી અમલ. | | |

## પશ્ચિમ હિંદુસ્તાન.

| ઇ. સ. | સિંધ. | ગુજરાત. | રજપુતાના | બદમી. |
|---|---|---|---|---|
| ૬૦૦ | (૧) રજપુતોના અમલની શરૂઆત. | રજપુતોના અમલની શરૂઆત. | રજપુતોના અમલની શરૂઆત. | ૬૦૦ ચાલુક્યોના અમલની શરૂઆત. |
| ૭૦૦ | આરબોનો અમલ. | | | |
| | | | | ૮૫૦ ચાલુક્યોના અમલનો અંત. |
| ૧૦૦૦ | (૨) રજપુતોનો અમલ. | | | |

| | સિંધ. | ગુજરાત. | રજપુતાના | મહારાષ્ટ્ર. | અંગ્રેજી. |
|---|---|---|---|---|---|
| ૧૫૬૦ | મોગલોનો અમલ. | મોગલોનો અમલ. | | | |
| | | | | ૧૬૭૪ શિવાજી | ૧૬૬૧. મુંબઈ સ્થાપ્યું. |

| સિંધ. | વડોદરા. | રજપુતાના | પુના. | ઈંદોર. | ગ્વાલીઅર. | અંગ્રેજી. |
|---|---|---|---|---|---|---|
| | | | ૧૭૦૦ ઉદય. | | | |
| | | ૧૭૨૦. મરાઠાઓના તાબામાં. | | | | |
| | ૧૭૫૦ ગાયકવાડનો ઉદય. | | | ૧૭૫૦ ઉદય. | ૧૭૫૦ ઉદય. | |
| | | | | | | ૧૭૮૨ વસાઈ. |
| | | ૧૮૦૦ મરાઠાઓથી મુક્ત | | | | |
| ૧૮૪૩ અંગ્રેજી અમલ. | | | ૧૮૧૭ અંગ્રેજી અમલ. | | | ૧૮૧૭ પુના. |

## મધ્ય હિંદુસ્તાન.

| ઇ. સ. પૂર્વે | |
|---|---|
| ઇ. સ. | |

**બ્રાહ્મણી.**

| | |
|---|---|
| ૧૩૪૭ | રાજ્યની શરૂઆત. |
| ૧૪૮૨ | રાજ્યનો અંત. |

| વીજાપૂર. | અહમદનગર. | વરાડ. | બીદર. | ગોલકોન્ડા. |
|---|---|---|---|---|
| | | ૧૫૭૨ મોગલ. | | |
| ૧૬૬૮ મોગલ. | ૧૬૫૦ મોગલ. | | ૧૬૫૦ મોગલ. | ૧૬૮૮ મોગલ. |

**હૈદ્રાબાદ.**

૧૭૦૦ ઉદય.

## દક્ષિણ હિંદુસ્તાન.

| ઇ. સ. પૂર્વે | | |
|---|---|---|
| ૨૨૦ | આંધ્ર અમલની શરૂઆત. | |
| ઇ. સ. | | |
| ૨૩૬ | આંધ્ર અમલનો અંત. [કામ્બોડીઆ. જાવા.] | |
| ૧૧૧૮ | વિજયનગરની ચઢતીની શરૂઆત. | |
| ૧૫૬૫ | અંત. | અંગ્રેજી. |
| ૧૬૫૦ | | મદ્રાસ સ્થપાયું. |
| | મ્હૈસુર. | |
| ૧૭૬૧ | હૈદરઅલી. | ૧૭૫૯ ઉત્તર સિરકાર. |